

## શ્રી જ્યોતીન્દ્ર દવે



શ્રી જ્યોતીન્દ્ર દવેનો જન્મ તા. ૨૧મી ઓકટોબર સને ૧૯૦૧ ને દિવસે સુરતમાં થયેલો. તેમના પિતાનું નામ હરિહરશંકર મનુશંકર દવે અને માતાનું નામ ધન-વિદ્યાગૌરી.

શ્રી દવેએ સને ૧૯૧૯માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને ૧૯૨૩માં બી. એ.ની અને સને ૧૯૨૫માં એમ. એ.ની ડિગ્રી મેળવી. તેમનું શિક્ષણ સાર્વજનિક હાઈસ્કૂલ, અને પછી સાર્વ૦ કૉલેજમાં થયેલું તેમજ બી. એ. થયા પછી કૉલેજમાં એક વર્ષ ફેલો પણ હતા.

શ્રી દવે, તે પછી, શ્રી કનૈયાલાલ મુનશી સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરતા હતા, તે કાર્યમાં ઉપતંત્રી તરીકે જોડાયા.

[ સાધણુ : સામે પૂઠે ]

# રંગતરંગ

## (ભાગ ચોથો)

લખનાર—

જ્યોતીન્દ્ર હ. દવે

એમ. એ.

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલો

સુરત

મુદ્રક: પ્રકાશક
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત







આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૭
સને ૧૯૪૧
કિંમત : ૧-૪-૦

# પ્રાસ્તાવિક

આજથી આઠ વર્ષ પહેલાં મુંબાઈમાંથી પ્રસિદ્ધ થતા 'મુંબાઈ' નામના સાપ્તાહિકને માટે આ લેખમાળા લખવા માંડી હતી. પરંતુ થોડા વખતમાં જ એ સાપ્તાહિકનું પ્રકાશન બંધ પડયું ને સાથે સાથે આ લેખમાળા પણ બંધ થઈ.

એને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરતાં પહેલાં બધા લેખો મેળવવાનો પ્રયત્ન કરી જોયો. પરંતુ કાળની ગર્તામાં ગૂમ થઈ ગએલા કેટલાક લેખો મળી શકયા નથી. તેને સ્થાને નવા લેખો તૈયાર કરીને ઊમેર્યા છે. એ જૂના ને નવા લેખો વચ્ચે મેળ રહ્યો છે કે જૂની ને નવી પેઢીની વ્યક્તિઓ પેઠે અંતર પડી ગયું છે એ નક્કી કરવું મુશ્કેલ છે.

પણ, એમ હતું તો આ પુસ્તક પ્રસિદ્ધ જ શું કામ કર્યું, એમ જો કોઇ મને પૂછે, તો મારે કબૂલ કરવું જોઈએ, કે તેનો જવાબ મારી પાસે નથી.

—જ્યોતીન્દ્ર હ૦ દવે

# અનુક્રમણિકા







# રંગતરંગ.



જ્યોતીન્દ્ર હ. દવે.

# ૧ : પ્રાસ્તાવિક

પ્રાચીન કાળમાં દૂર ઊભે.. ઊભો હિમાલય પ્રત્યેક આર્યજનના હૃદયને આકર્ષતો. જન્મની સાથેજ આર્ય બાળકના હૃદયમાં હિમાલય માટેનો પ્રેમ ઉત્પન્ન થતો અને તે મરણકાળ સુધી—કે ત્યાર પછી પણ—રહેતો. સામાન્ય કોટિના ગૃહસ્થો, સાધુઓ, બાવાઓ, તપસ્વીઓ, ઋષિઓ, રાજાઓ એ સર્વ હિમાલયની યાત્રા કરતા—અથવા કરવાની ઇચ્છા રાખતા. હિમાલયનાં આ અદ્ભુત આકર્ષણ પરથી શ્રી. કાલેલકરે હિમાલયજ આર્યોનું મૂળ નિવાસસ્થાન હશે એવી મતલબની કલ્પના પણ કરી છે.

આ યુગમાં હિમાલયનું સ્થાન મુંબાઇએ લીધું છે એમ કહી શકાય. અસલ હિમાલયનાં આકર્ષણ હિંદીના હૃદયને વ્યગ્ર બનાવતાં, એમજ આજે મુંબાઇનાં આકર્ષણથી સમસ્ત હિંદી-

ઓનાં નહિ તો ઘણાખરા હિંદીઓનાં—ને લગભગ સર્વ ગુજ-રાતીઓનાં—હૃદય ખેંચાઇ રહ્યાં છે. અને તે માત્ર આર્ય હૃદયો જ નહિ, પણ આપણે જેને અનાર્ય—તેમની ગેરહાજરીમાં— કહીએ છીએ તેવા ખ્રિસ્તી, મુસલમાન, ચીના, જપાનિઝ, વગેરેનાં પણ.

આ ઉપરથી માનવોનું મૂળ નિવાસસ્થાન મુંબઇ હતું એવી સહજ કલ્પના કરી શકાય.

હિમાલય કરતાં મુંબાઇ વધારે પ્રાચીન છે, એમ સહેલા-ઇથી સિદ્ધ કરી શકાય. હિમાલય એક કાળે દરિયાની અંદર હતો. મુંબાઇની આસપાસ દરિયો છે, પણ એના ઉપર દરિયો હતો, એવું કોઇ પ્રમાણ મળતું નથી. હિમાલય પર્વત છે, મુંબાઇ શહેર છે. પર્વત પર વસતિ થાય તે કરતાં શહેરમાં ઘણી વહેલી થાય, એ કોઇ પણ સમજી શકે તેવી વાત છે.

હિમાલય જ આર્યોનું મૂળ નિવાસસ્થાન હતો એમ આપણે કદાચ સ્વીકારી લઇએ, તોપણ મુંબાઇની પ્રાચીનતાને તેથી બાધ આવે એમ નથી. ભૂસ્તરવિજ્ઞાને તેમજ ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદે આપણને શીખવ્યું છે કે મનુષ્ય મનુષ્યનું સ્વરૂપ પામ્યો તે પહેલાં ઘણા ક્રમમાંથી પસાર થયો છે અને પૃથ્વી પર વસતિ થઈ તે પહેલાં દરિયામાં સજીવ પ્રાણીઓ—માછલી, મગરમચ્છ વગેરે—અસ્તિત્વમાં આવ્યાં હતાં. આ ઉપરથી આપણે કલ્પના કરી શકીએ કે આપણે—એટલે માનવજાતના પ્રાણીઓ—પ્રથમ માછલી ને મગરમચ્છને રૂપે મુંબાઇના દરિયામાં રહેતાં હતાં. ઉત્ક્રાન્તિવાદના સિદ્ધાંત અનુસાર આપણે ધીમે ધીમે ઊર્ધ્વગમન કરતાં માછલીમાંથી જીવજંતુ બન્યાં અને મુંબાઇને કિનારે આવ્યાં. ત્યાંથી આંચળવાળા પ્રાણી બની ખોરાકની શોધમાં ઉત્તરે ગુજરાત ને દક્ષિણે મહારાષ્ટ્ર તરફ પ્રસર્યાં. ધીમે ધીમે વાંદરા બની આપણે સાએ ગિરનાં, ડાંગનાં ને બીજાં જંગલોમાં

ભટકવા માંડયું. વાંદરામાંથી આપણામાંના ઘણા (જેમાં લેખક, તથા વાચક બંનેના પૂર્વજોનો સમાવેશ થાય છે, તેઓ) મનુષ્ય બન્યા. પરંતુ કેટલાક વાનરો નાફેરવાદી હોવાથી વાનર જ રહ્યા. એવા અણબદલાએલા વાનરોએ ભ્રષ્ટ અને સુધારક વાનરો (જેઓ હવે તિરસ્કારમાં નર તરીકે ઓળખાવા માંડયા હતા તેઓ) ને મારવા માંડયા. તેમની બીકે આપણે-એટલે વાનરના નર બનેલાઓએ-ઉત્તર તરફ નાસવા માંડયું. આપણામાંથી કેટલાક પકડાઇ ગયા, તેઓ વાનરોને હાથે માર્યા ગયા. બીજા અત્યંત ભયમુગ્ધ બની ઠેઠ હિમાલય સુધી દોડયા અને છેક એના શિખર પર પહોંચ્યા ત્યારે શ્વાસ ખાવા થોભ્યા. આ માનવો હિમાલય પર થોડો વખત રહ્યા, પરણ્યા, તેમને પેટે પ્રજા ઉત્પન્ન થઇ. પણ એટલામાં હિમાલય પર બરફ પડવાથી તેમને એ સ્થાનનો ત્યાગ કરી પંજાબની આસપાસના મુલકમાં આવીને વસવું પડયું. હિમાલય ઊતરીને પંજાબ સુધી આવતાં એમને સાત સાત મોટી નદીઓ ઓળંગવી પડી હતી તેથી તેમણે આ નવા પ્રદેશને સપ્તસિંધુનું નામ આપ્યું. વેદમાં આર્યોના નિવાસસ્થાનને સપ્તસિંધુ તરીકે ઓળખાવ્યું છે, અને વેદ પહેલાંનો માનવજાતનો ઇતિહાસ મળતો નથી, તે પરથી ઉપર્યુક્ત હકીકત કેટલી સત્ય છે તે જણાઇ આવે છે. આમ હિમાલય માનવપ્રજાનું મૂળ નિવાસસ્થાન છે, એમ સિદ્ધ કરી શકાય. પરંતુ એ સિદ્ધાન્તનું સમર્થન કરતાં આપણે ભૂલવું ન જોઇએ કે હિમાલયથી યે પ્રાચીન એવું આપણું-આપણું એટલે આપણે અત્યારના માણસ તરીકે ઓળખાતા રૂપે નહિ, પણ માછલી કે મગરમચ્છના તેમજ જીવજંતુના રૂપે અસ્તિત્વ ધરાવતાં હતાં તે સમયનું-નિવાસસ્થાન મુંબાઇ છે. અને તેથી હિમાલયથી યે અદકાં આકર્ષણ મુંબાઇનાં છે. હિમાલયનું આકર્ષણ એક આ જન્મનું

છે. મુંબાઈનાં આકર્ષણ જન્મજન્માંતરનાં છે.

હું નાનો હતો, ડાર્વિન, ઉત્ક્રાન્તિવાદ, ભૂસ્તરશાસ્ત્ર, હિમાલય કે કાલેલકરઃ કોઈનું નામે મેં નહોતું સાંભળ્યું, ત્યારથી મુંબાઈ તરફ મારૂં હૃદય કોઈક અકથ્ય ભાવથી આકર્ષાતું. મારા વડિલોએ મુંબાઈ જોયું હતું, મારા ઘણાખરા બાળમિત્રો મુંબાઈ જઈ આવ્યા હતા; એક હુંજ મુંબઈદર્શનનો ભૂખ્યો ટળવળતો હતો. ઊંઘમાં મુંબાઈનાં સ્વપ્નાં જોતો, જાગતાં મુંબઈની કલ્પના કરતો. નાનપણમાં મારી ધર્મશ્રદ્ધા અચળ ને અડગ હતી. કથાભટો ને ગોરમહારાજો જે કંઈ પણ કહે તે હું સર્વાંશે સત્ય માનતો. છતાંયે, જ્યારે કોઈ મહા તપસ્વી અકલ્પ્ય તપ આચરી સ્વર્ગે ગયો એમ વર્ણન કરતા, ત્યારે તેમાં હું જરા ફેરફાર કરવાની ધૃષ્ટતા કરતો. એ તપસ્વી સ્વર્ગે નહિ પણ મુંબઈ ગયા એમ હું માનતો. સ્વર્ગે જવા માટે કોઈ તપ કરે એના કરતાં મુંબાઈ જવા માટે તપ કરે એ મારી કલ્પનાને વધારે રુચતું.

મુંબાઈ જઈ આવેલા મારા બાળમિત્રો મુંબાઈના વૈભવની કંઈ કંઈ કથાઓ કહેતા. ત્યાંનાં જોવા લાયક સ્થળો, નાટકો, ખાદ્યવિશેષો વગેરેનાં વર્ણનો કરતા ને મારી કલ્પના એ ભવ્ય વર્ણનને વધારે ભવ્ય બનાવતી. મુંબાઈ જાય એટલે માણસ પૈસાદાર થઈ જાય, મુંબાઈ જાય એટલે માણસ વિદ્વાન થઈ જાય, મુંબાઈ જાય એટલે માણસ સંસ્કારી ને ખાનદાન થઈ જાય. ટૂંકામાં મુંબાઈ જાય એટલે માણસ દેવ બની જાય એવું કંઈક મને લાગતું.

બાળકો સામાન્ય રીતે, ગુનો ન કર્યો હોય અને માર પડવાની બીક ન હોય ત્યારે, સાચુંજ બોલે છે; ફેંકવાની કળા તો બાળપણ વીત્યા પછી જ હસ્તગત કરી શકાય છે, એમ ઘણાં માને છે. પરંતુ ફેંકવાની કળામાં બાળકો પણ ઉસ્તાદ

હોય છે, એવું ફક્ત બેત્રણ બાળક સાથે પણ વાત કરવાથી માલૂમ પડી આવશે. પહેલી જ વાર નિશાળે જઇ આવેલા બાળકના પહેલા દિવસના અનુભવના વર્ણનમાં માસ્તરને માર્યાની, પોતે એકલાએ પાંચછ છોકરાને એક સાથે હરાવી નાંખ્યાની, કે એવાજ પ્રકારની કોઇક અન્ય વાત ભાગ્યે જ આવ્યા વગર રહે છે. કલ્પના જેનામાં જન્મથીજ ઓછી હોય એવાં બાળકો પણ અતિશયોકિતના આશ્રય સિવાય ભાગ્યે જ વાત કરી શકે છે.

મારા બાળમિત્રો પોતાનો મુંબાઇનો અનુભવ વર્ણવતા ત્યારે અતિશયોકિતનો બને એટલો ઉપયોગ કરતા. કેટલાક અજાણ્યે જ, મુંબાઇની મોહિનીમાં ભાન ભૂલી, પોતે સાચું જ કહે છે એમ માની વર્ણન કરતા; તો કેટલાક, હું મુંબાઇ નહોતો ગયો એટલા માટે ખાસ મને દિલગીર કરવાના કે ચીઢવવાના હેતુથી જ પુષ્કળ મીઠુંમરચું ભભરાવી મારી કલ્પના ને કુતૂહલવૃત્તિને ઉત્તેજતા.

મુંબાઇમાં એવાં ઊંચાં મકાનો છે કે અગાશીએ પહોંચતાં બે દિવસ થાય, પણ કેટલાક મકાનમાં જાદુગર રહેતા હોય છે, તે આપણને એક સ્ટૂલ પર બેસાડીને અડધી મિનીટમાં અગાશીએ લઇ જાય છે. મુંબાઇમાં ચોપાટી કરીને એક જગા છે, ત્યાં જમીન પરની રેતીમાંથી પૂરી ને બટાકા નીકળે છે, અને મુંબાઇનો રાજા દરરોજ સાંજે પોતાની વહુ સાથે આવીને ચોપાટી પરની રેતીમાંથી પૂરી ને બટાકા વીણી કાઢી તે ખાય છે, અને ત્યાં આવેલાં નાનાં છોકરાંઓને તેમાંથી થોડો ભાગ આપે છે; તેમજ તે છોકરાંના બાપ ન હોય તો વાલીને સારી નોકરી અપાવે છે. મુંબાઇમાં નાટકો આખી રાત ચાલે છે ને થિયેટરમાં કોઇને ઊંઘ આવતી હોય તો તેને માટે, ખાસ ઓરડાઓ પણ રાખ્યા હોય છે. મુંબાઇના રસ્તા એટલા સારા છે કે કોઇને ઘરમાં

તાપ લાગતો હોય, અને રસ્તા પર જઇને સૂવું હોય, તો પથારી પાથર્યા વિના એમ ને એમ સૂઇ જાય છે. એ રસ્તાઓ એટલા લીસા હોય છે કે ત્યાં ટ્રામ નામની ગાડી દોડે છે, તેને ઘોડા કે બળદની પણ જરૂર પડતી નથી. પોતાની મેળે જ એ રસ્તા પરથી સરી જાય છે, અને છેક સરીને ઊંધી ન થઇ જાય માટે રસ્તામાં થાંભલા ઊભા કરી તેના પર તાર બાંધી તે વડે એને ખેંચી રાખવામાં આવે છે. મુંબાઇમાં ઘોડાગાડીઓ પણ હોય છે, પણ ઘોડાને દોડાવવા માટે ચાબુક રાખવી પડતી નથી. પણ ઘોડો ગાડીનાં પૈંડાં સરવા માંડે તેના જોરથી જ દોડે છે, અને દોડતાં દોડતાં એ સરી ન જાય, તેટલા માટે એક જણને ગાડીને પાછળથી ખેંચી રાખવી પડે છે. ગાડી ઊભી રાખવી હોય ત્યારે એક જણ પાછળથી ગાડીને ખેંચી રાખે છે ને બીજો આગળ જઇને ઘોડાને ઝાલી રાખે છે. મુંબાઈમાં કોઇ દહાડો રાત પડતી જ નથી. સૂરજ આથમે એટલે દરેક માણસ પોતાના ઘરમાં કંઇક ચાંપ દાબે છે, એટલે એની મેળે સૂરજ જેટલું જ તેજ બધે પથરાઇ જાય છે. મુંબાઇમાં ખાવાની તેમજ પીવાની એવી સુંદર ચીજો મળે છે, કે તેનો સ્વાદ મહિના સુધી મોંમાંથી જતો નથી. એવા ખાદ્ય ને પેય વેચનારાઓ માટે રાજા મહેલ બંધાવી આપે છે. મુંબાઈમાં મોટરો એટલી બધી છે કે દરરોજ પચાસ માણસો મોટર નીચે કચરાઇ જાય છે, અને માણસો પણ એટલા બધાં છે, કે એક વાર મોટર તળે કચરાએલો માણસ બીજી વાર કચરાતો નથી, તોપણ દરરોજ મોટર તળે છૂંદાવા માટે રોજ પચાસ માણસો મળી જ રહે છે.

બાળકો માટે તો મુંબાઇ જેવું એકે શહેર નથી. મુંબાઇમાં છોકરાંને બાપા કોઇ દિવસ વઢતા નથી, ને મા કોઇ દિવસ મારતી નથી. મુંબાઇમાં છોકરાઓને માસ્તર કોઇ દિવસ મારતા

નથી, પણ કોઇક છોકરો માસ્તરને કદિક મારે તોયે તેને કોઇ કંઇ કહેતું નથી.

મુંબાઇની નિશાળમાં માસ્તરો ઘણુંખરૂં મરી જતા હોવાથી છોકરાઓને રજા પણ વધારે પડે છે. મુંબઇમાં નાના છોકરાને બીડી પીવી હોય તો તેનાં માબાપ વાંધો લેતાં નથી, પણ તેને નિરાંતે પીવા દે છે. મુંબાઇના રાજાનો એવો હુકમ છે કે નાનાં છોકરાંઓને તેના બાપે દરરોજ ફરવા લઇ જવાં. એ હુકમ જેઓ પાળતા નથી તેમને સખત સજા કરવામાં આવે છે.

નાનપણમાં મારા બાળમિત્રો પાસેથી તેમજ અન્ય મનુષ્યો મારફતે માહિતી ભેગી કરી તેમાં મારી કલ્પનાના રંગો પૂરી મુંબાઇ વિષે મેં કંઇક આ પ્રકારના ખ્યાલ બાંધ્યા હતા.

ગણિત, ઇતિહાસ, વ્યાકરણ, ન્યાય અને અક્કલ વડે કલ્પનાને દાટી દઇ મોટપણે હું મુંબાઈ આવ્યો, ત્યારે મારા નાનપણના હવાઈ ખ્યાલો રહ્યા નહોતા. પરંતુ મુંબઈમાં કંઈક અદ્‌ભુત, અપૂર્વ અલૌકિક તત્ત્વ રહ્યું છે એમ તો મને ત્યારે યે લાગતું હતું, અને આજે યે લાગે છે. જેની અગાશીએ પહોંચતાં બે દિવસ લાગે, એવાં ઊંચાં મકાનો મુંબાઇમાં નથી એ ખરૂં, પણ એક વાર પાંચ દાદર ચઢી અગાશી સુધી ગયા પછી બે દિવસ પથારીમાં સૂઈ રહેવું પડે એવાં ઊંચાં મકાનો તો છે જ. ચોપાટીની રેતીમાં પૂરી ને બટાકા પાકતાં નથી; પણ પૂરીપકોડીની સુવાસ ચોપાટીની રેતીના પ્રત્યેક કણમાં પ્રસરી રહી છે, એની ના પડાય એમ નથી. મુંબાઈમાં મળતાં ખાદ્ય ને પેયનો સ્વાદ મહિના સુધી ટકતો નથી; તેમજ ખાદ્ય ને પેયના વેચનારાઓને કોઈ બંગલો તો શું પણ ઝૂંપડી પણ બંધાવી આપતું નથી; તો યે મુંબાઈનાં ખાદ્ય ને પેયની વિશિષ્ટતા અપૂર્વ છે, અને રેસ્ટોરાંવાળા ઈરાનીઓ તેમજ ભેળ ને પૂરીપકોડી વેચનારાઓ

અહીંથી સારો પૈસો ભેગો કરી જાય છે, એ નિઃશંક છે. આજ મુંબાઈમાં અદ્ભુત ને અપૂર્વ તત્ત્વ કોઇ ને કોઇ પ્રકારે તો છે જ. મારા થોડા વર્ષના વસવાટ દરમ્યાન એ તત્ત્વ કયું છે તે શોધી કાઢવાને મેં ઘણો પ્રયત્ન કર્યો, પણ હજી હું એ શોધી શકયો નથી. મુંબાઈનું 'મુંબાઈપણું' જાળવી રાખનાર વ્યક્તિઓ ને સંસ્થાઓનો મને કંઈક અનુભવ થયો છે. પ્રસ્તુત લેખમાળામાં એવી વ્યક્તિ ને સંસ્થાનાં કેટલાંક સંસ્મરણો આલેખવાનો પ્રયત્ન કરૂં છું. એ પરથી મને નહિ તો બીજા કોઇને પણ મુંબાઇની અદ્ભુતતા શામાં રહેલી છે તે સમજાશે તોયે જગતને તો ફાયદો જ થશે. લોકહિતની આવી પરમ ઉદાર ભાવના વડે પ્રેરિત થઈ હું ચારુસર્વાંગી હૃદયહારિણી રમણી શ્રી મુંબાપુરીનાં કેટલાંક અંગોનું દર્શન કરાવવા પ્રવૃત્ત થાઉં છું.



## ૨: ઇતિહાસના ધૂમસમાં

કોઈ પણ શહેર અથવા પ્રજા વિષે લખતાં પહેલાં તેની ઐતિહાસિક દૃષ્ટિએ તુલના કરવી આવશ્યક છે. ભૂતકાળમાં તે શહેર અથવા પ્રજા કેવી સ્થિતિમાં હતાં, વર્તમાનકાળમાં એની દશા કેવી છે, ભવિષ્યમાં એ કયું સ્થાન પ્રાપ્ત કરશે, એ સર્વ દર્શાવવું જોઇએ. તેમજ એ શહેરનાં હવાપાણી કેવાં છે, એની આયાત ને નિકાસ કેવાં છે, એની ચારે દિશાએ શું શું આવેલું છે, શેને માટે એ પ્રખ્યાત છે ને શેને માટે પ્રખ્યાત નથી. એમાં વસતિ કેટલી છે ને કોની છે, એનાં વિસ્તાર ને ઊંડાણ કેટલાં છે, એ સર્વ હકીકત પણ બીજું વિવેચન કરતાં પહેલાં જણાવવી આવશ્યક છે.

મુંબઇનાં ઇતિહાસ ને ભૂગોળ પ્રાથમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે. પણ એ ઇતિહાસભૂગોળ

શીખનારા અને શીખવનારા બંનેને પૂછી જોતાં માલૂમ પડે છે કે એ વિષય બહુ નીરસ છે. શીખનાર ને શીખવનારા બંનેને એનાથી કંટાળો જ આવે છે અને એ જ્ઞાન એમને ભવિષ્યમાં કદી લાભકારક થઈ પડતું નથી.

અને માત્ર નીરસતા જ એનો દોષ નથી. નીરસ હોવા ઉપરાંત એ ઇતિહાસ ભૂગોળ હવે જૂનાં પણ બહુ થઇ ગયાં છે. દહાડે દહાડે એ વધારે ને વધારે જૂનાં થતાં જાય છે. એમાં સુધારાવધારા કરવાની જરૂર છે, તૂટવાની અણી પર આવેલા દેવાલયની પેઠે એનો પણ જીર્ણોદ્ધાર કરવો આવશ્યક છે. નવીનતાના આ જમાનામાં એવી જૂ ી વસ્તુ કયાં સુધી નભે? આપણા પૂર્વજો શીખી ગયા એનો એ જ ઇતિહાસભૂગોળ આજે પણ પણ શીખવવામાં આવે તે કેમ ચાલે? મુંબઈનાં ઇતિહાસ ને ભૂગોળ બંનેમાં નવું દૃષ્ટિબિંદુ, નવી હકીકત, નવા બનાવો ઉમેરવાં જોઇએ. એમ કરવાથી એ વિષયમાંની નીરસતા જતી રહેશે એટલું જ નહિ પણ એનાં ગૌરવ ને અપૂર્વતામાં પણ વૃદ્ધિ થશે.

અહીં મુંબાઇનો આખો ઇતિહાસ આલેખવાનું સ્થાન નથી; પણ ભવિષ્યના ઇતિહાસકારોને માર્ગદર્શક થાય એવી રીતે એની ઝાંખી રૂપરેખા આપવા પ્રયત્ન કરૂં છું.

કોઈ પણ શહેરનો આખો ભૂતકાળ તેના વર્તમાન કાળ જેવો હોતો નથી. એ ન્યાયે મુંબઇનો ભૂતકાળ પણ એના વર્તમાનકાળ જેવો નહોતો. ખરૂં પૂછો તો મુંબાઇને ભૂતકાળ હતો કે નહિ એ પણ એક પ્રશ્ન છે. ભૂતકાળમાં—એટલે કે આજથી પાંચપચાસ કે પાંચસો વર્ષ પહેલાના કાળમાં નહિ, પણ એથીએ આઘે આઘે ઘણે દૂર—આપણે નજર કરીએ છીએ તો આંખે અંધારાં આવી જાય એવો મામલો છે. આંખ ચોળીને આપણે ફરી નજર કરીએ છીએ તો માલૂમ પડે છે કે એ સમયે

પણ શહેરો હતાં—એક નહિ પણ અનેક. જુદાં જુદાં નામવાળાં. અનેક પ્રદેશો ને શહેરો આપણને ધીરે ધીરે દેખાતાં જાય છે—સપ્તસિંધુ, કુરુ, પાંચાલ, વંગ, લાટ, વિદેહ, કાન્યકુબ્જ, કલિંગ, આનર્ત, દક્ષિણાપથ. પણ મુંબાઇ? મુંબાઈ તો શું પણ મુંબાઇને મળતું આવે એવું એક પણ શહેર દેખાતું નથી. ત્યારે શું ભૂતકાળમાં મુંબાઈ હતુંજ નહિ? એમ હોય તો મુંબાઇની પ્રાચીનતા વિષે મેં જે અગાઉ લખ્યું હતું તેને બાધ આવે છે.

પણ વસ્તુતઃ ભૂતકાળમાં પણ મુંબાઇ હતું. આપણા દેશનો ભૂતકાળ ઘણો ભવ્ય હતો—એવો ભવ્ય હતો કે આજે વર્તમાન કાળમાં એ ભૂતકાળની ભવ્યતાથી અંજાઈ જઈ તેનો ગુણાનુવાદ કરવા સિવાય આપણાથી બીજું કંઈ થઈ શકતું નથી, પરંતુ મુંબાઇનો ભૂતકાળ એવો ભવ્ય નહોતો. કોઇ પરદેશી પ્રજાએ એ શહેર પર આક્રમણ કર્યું હોય એમ દેખાતું નથી. મહાવિગ્રહો અને મહત્ત્વની સંધિઓ એ શહેરમાં થયાં જાણ્યામાં નથી. પ્રાચીન કાળમાં એ શહેરમાં લોહીની નદીઓ વહી નથી, મનુષ્યોનાં મુડદાં ખડકાયાં નથી, પરદેશીઓએ આવીને ભયંકર લૂંટ ને કત્લ ચલાવી નથી. એ શહેરની પાસે આવેલા વસઈમાં વસઈનું તહનામું થયું હતું, સોપારા શૂર્પારક નામથી ખ્યાતિ પામ્યું હતું. પણ અત્યારે સોપારા આગળ લોકલ ટ્રેઇન પણ ઊભી રહેતી નથી અને વસઇ આગળ મેલ ટ્રેઇન ઊભી રહેતી નથી—એવાં તુચ્છ એ બંને છે. છતાં રાજામહારાજા ને પ્રજાએ પ્રાચીન કાળમાં મુંબાઇને વિસારી એ શહેરોને માન શા સારૂ આપ્યું હશે તે સમજાતું નથી. કોઇએ એ રાજાને કહ્યું કેમ નહિ હોય, કે: 'ભલા માણસ, વસઇ જઇને સંધિ કરે છે, તેના કરતાં મુંબાઇ જઇને જ કરની?' વિન્ધ્ય ઓળંગીને અગસ્ત્ય મુનિ દક્ષિણ તરફ ગયા તે મુંબાઇ થઇને જ ગયા હશે; રામ, લક્ષ્મણ,

સીતા પણ અયોધ્યાથી પંચવટી ગયાં તે મુંબાઇને માર્ગે જ ગયાં હશે. છતાં મુંબાઇનો ઉલ્લેખ ક્યાંય જણાતો નથી. અયોધ્યા પાછા ફરતાં સીતાને બધા પ્રદેશો, રામ વિમાનમાં બેઠા બેઠા ઓળખાવે છે તેમાં પણ મુંબાઇનું નામનિશાન નથી. ચીનથી અનેક મુસાફરો અહીં આવ્યા હતા તેમણે હિંદના જુદા જુદા મુલકો ને શહેરોનું વર્ણન લખ્યું છે. પણ તેમણે ય મુંબાઇ વિષે ઇશારો કર્યો નથી. આ ઉપરથી ઇતિહાસકારોએ મુંબાઇને દબાવી દેવા યત્ન કર્યો હતો તે જણાઇ આવે છે. છતાં એ ઇતિહાસકારો ને રાજામહારાજાઓ મરી ગયા ને મુંબાઇ હજી આજે જીવતું છે–જીવતું ને જીવાડતું.

પ્રાચીનકાળમાં ભલે અહીં યુદ્ધ નહિ થયાં હોય, પરદેશી રાજાઓ ને સૈન્યોએ આવી અહીં લૂટ ને કત્લ નહિ ચલાવ્યાં હોય; પણ મુંબાઇને તેનો બદલો વ્યાજ સાથે મળી રહ્યો છે, એ નિઃસન્દેહ છે. બીજા શહેરોનાં બધાં યુદ્ધોને ક્યારે બેસાડે એવા વિગ્રહો મુંબાઇમાં થાય છે. હિંદુ ને મુસલમાન, હિંદુ ને પારસી, શીખ ને મુસલમાન એવા કોમી વિગ્રહો ઉપરાંત સાક્ષરો, વેપારીઓ ને ઘાટીઓની પરસ્પર છૂટીછવાઇ લડાઇઓથી પણ મુંબાઇના નામની જાહેરાત હિંદ બહાર આખી દુનિયામાં થઇ રહી છે. અસલ ભલે મુંબાઇમાં સંધિઓ નહિ થઇ હોય, પણ આજે તો સંધિ કરવા માટે મુંબાઇ જેવું બીજું સ્થળ શોધ્યું જડે એમ નથી. સરકાર ને કોન્ગ્રેસ વચ્ચે, મજૂર ને મિલમાલીક વચ્ચે, જુદા જુદા પક્ષના સાહિત્યકારો વચ્ચે અનેક વાર મુંબાઇમાં જ સંધિઓ થઇ છે ને એ સંધિની શરતોનો ભંગ પણ મુંબાઇમાં જ થયો છે.

આમ મુંબાઇ ભૂતકાળમાં જાણીતું નહોતું એ ખરી વાત; પણ તેમાં વાંક મુંબાઇનો નથી, ઇતિહાસકારોનો છે.

એક કલ્પના કરી શકાય. પૂર્વે મુંબાઈ મુંબાઈ તરીકે નહિ ઓળખાતું હોય. પરણ્યા પછી જેમ કેટલીક સ્ત્રીઓનાં નામ બદલાઈ જાય છે, કેટલાક લેખકો જેમ સાહિત્યસૃષ્ટિમાં જુદું જ નામ ધારણ કરે છે તેમ કોઈક કારણસર મુંબાઈનું પ્રાચીન નામ બદલાઈ ગયું હોય એ સંભવિત છે.

પ્રાચીનતાના વિષયમાં પરમ નિષ્ણાત એવા આપણા ભદ્રંભદ્રને આ વાતની ખબર હોય એમ લાગે છે. મુંબાઈ માટે ટિકિટ લેવા ટિકિટઓફિસ આગળ જઈ એ 'મોહમયીની મૂલ્ય-પત્રિકા' માંગે છે. ટિકિટ આપનાર પારસી મોહમયી એટલે શું તે ન સમજ્યો પણ આપણે તો સમજી શકીએ એમ છીએ કે મોહમયી એટલે મુંબાઇ.

આમ પ્રાચીન કાળમાં મુંબાઇ મોહમયી નામે ઓળખાતું. ભદ્રંભદ્રને એની માહિતી શી રીતે મળી, એ માટે એના પાસે કોઇ આધાર હતો કે નહિ તે આપણે જાણતા નથી, પણ સંસ્કૃતમાં એક સ્થળે મોહમયીનો ઉલ્લેખ આવે છે તે પરથી એમનાં મન્ત-વ્યને પુષ્ટિ મળે છે.

ભર્તૃહરિએ કહ્યું છે કે पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत्। એટલે કે મોહમયીની પ્રમાદમદિરા પીને દુનિયા ગાંડી થઇ ગઇ છે. આ ઉપરથી માલૂમ પડે છે કે મુંબાઈમાં પચરંગી પ્રજા ભર્તૃહરિના કાળથી વસતી. સારી દુનિયાના લોકો મુંબઇમાં આજે જોવાના મળે છે, તેમ છેક ભર્તૃહરિના સમયમાં પણ જગતની સર્વ પ્રજાના લોકો મુંબાઇમાં દેખાતા; દેખાતા એટલું જ નહિ, પણ પ્રમાદ ઉત્પન્ન કરે એવી મદિરાનું પાન કરીને સૌ ગાંડા બનતા.

આપણે જાણીએ છીએ કે પહેલાં મુંબઇમાં માછીમારો વસતા ને મુંબાઇનો મુખ્ય ઉદ્યોગ માછલાં પકડવાનો હતો. આજે યે મુંબાઇનો મુખ્ય ઉદ્યોગ માછલાં પકડવાનો જ છે. પણ

એ માછલાં જુદી જાતનાં હોય છે ને તેને પકડનારા એકલા માછીમારો જ હોતા નથી. પણ એ જુદી વાત છે. એ મુંબા-ઇમાં ગુફાઓ (જોગેશ્વરી આદિ) છે, ટેકરીઓ છે, એની આસપાસ દરિયો આવેલો છે ને પ્રાચીન કાળમાં અહીં વસતિ પણ ઓછી હતી. આથી ઋષિઓને એના કરતાં સારી તપોભૂમિ બીજે ક્યાં મળે? ઉત્તર હિંદનું તપોવન હિમાલય આસપાસનો પ્રદેશ હતો; દક્ષિણ હિંદ માટેનું તપોવન તે મુંબાઇ. શકુંતલાને ઉછે-રનાર કણ્વનો આશ્રમ આટલામાં જ કાંદીવલીબોરીવલી આગળ હોય તો નવાઇ નહિ. જે વીંટી વડે વિસ્મૃત થએલી શકુંતલાનું પુનઃ અભિજ્ઞાન દુષ્યંતને થયું તે વીંટી શોધી કાઢનાર માછી મુંબાઇનો હતો. અને એના વંશજો આજે યે હયાત છે. આજે યે એવી કોઇક વીંટીની શોધમાં જ મુંબઇના દરિયામાં જાળ નાંખતા તેઓ દેખાય છે પણ ખરા.

પરંતુ મોહમયી એ નામ બદલાઇને મુંબાઇ એવું નામ એ શહેરનું શા પરથી ને કયારે પડયું તે વિષેનો ઉલ્લેખ કોઇ પણ પ્રાચીન કે અર્વાચીન ગ્રંથમાં જોવામાં આવતો નથી.

મુંબાઈ નામ શા પરથી પડયું એ બહુ ઓછાને ખબર હોય એમ લાગે છે. અગિયાર વિદ્યાર્થી, તેથી બમણી સ્ત્રીઓ ને તેથી ચારગણા પુરુષોને આ પ્રશ્ન મેં પૂછી જોયો છે. પણ કોઇથી યે આ પ્રશ્નનો જવાબ સંતોષકારક રીતે દઇ શકાયો નથી. આપણે જે શહેરમાં વસીએ, જે શહેરમાંથી પૈસા કમાઇએ ને જે શહેરમાં પૈસા ખરચીએ તે શહેરનું નામ શા પરથી પડયું તે જાણવાની પણ પરવા ન કરીએ એ કેટલું ખેદકારક છે! પણ કોઇને એમ લાગતું હોય એમ જણાતું નથી કે 'મુંબાઇ નામ શા પરથી પડયું તે અમારે જાણવું જોઇએ.' 'ગમે તે પરથી પડયું હોય, એ જાણીને આપણને શો લાભ?'

એવી જ વૃત્તિ બહુધા એમની જોવામાં આવે છે. પરંતુ જ્ઞાનનો ઉપયોગ આપણા જીવનમાં કોઈ પણ રીતે લાભકારક થઈ પડે એમ કરવાનો હોતો જ નથી, એની એ જ્ઞાનવિહોણાઓને ક્યાંથી ખબર હોય ?

મુંબાઇ નામ શા પરથી પડયું એ વિષે ઇતિહાસ કંઇ પણ કહી શકે એવી સ્થિતિમાં નથી. એટલે આપણે દંત-કથા ને ભાષાશાસ્ત્રનો આશ્રય લેવો રહ્યો. મુંબાઇ ·કયી ભાષાનું નામ લાગે છે એ પ્રશ્નનો પ્રથમ નિકાલ થવો જોઈએ. જે ભાષાનું એ નામ હોય એ ભાષા બોલનારા લોકો પ્રથમ અહીં વસતા હોવા જોઇએ, એમ નિઃશંક કહી શકાય. મુંબાઇમાંનો 'બાઈ' એ તો ગુજરાતી ભાષાનો શબ્દ છે એ ચોકકસ. હવે રહ્યો 'મું.' એ 'મુ" કયા ભાષાનો શબ્દ છે તે નક્કી કરવું મુશ્કેલ છે, અને જેની વ્યુત્પત્તિ શોધવી મુશ્કેલ પડે તે શબ્દો દેશ્ય, અનાર્ય, દ્રાવિડી ભાષાના ગણવાનો રિવાજ છે. એ રિવાજ પ્રમાણે 'મુ"ને આપણે અનાર્ય ભાષાનો શબ્દ કહીશું. એ ઉપરથી ફલિત થાય છે કે પ્રથમ અહીં 'મું' નામના અનાર્ય લોકો વસતા, ત્યાર પછી ગુજરાતીઓ આવ્યા. તેમણે મુંને જોયા, માર્યા, હરાવ્યા ને હાંકી કાઢયા. એ મું લોકોનો પોશાક સ્ત્રીઓ જેવો હતો. માથે લાંબા ચોટલા રાખતા. આજે હજી પણ નીચ વર્ગની કેટલીક જાતોમાં પુરુષો પણ લાંબા ચોટલા રાખે છે. તેઓ બીકણ હતા. શત્રુને જોઇને નાસી જતા. આથી એ મું લોકોને ગુજરાતીઓએ તિરસ્કારમાં બાઇ કહેવા માંડયું, ને એ રીતે 'મુંબાઇ' શબ્દ હયાતીમાં આવ્યો. અને મું લોકોનો વિનાશ થતાં એ શબ્દ, પ્રથમ જે શહેરમાં એ લોકો રહેતા તે શહેરના વાચક તરીકે વપરાવા માંડયો.

આ તો મુંબાઇ શબ્દની વ્યુત્પત્તિ આપણે જોઈ. હવે

શહેરની જોઈએ. મુંબાઈ શહેરની ઉત્પત્તિ વિષે બે દંતકથા કહેવાય છે—અહીંઆ ને પહેલી જ વાર. એ દંતકથાને ઐતિહાસિક પણ ગણી શકાય. વાંધો ફક્ત એટલો જ છે કે 'અમે ઇતિહાસ જાણીએ છીએ' એવો ફાંકો રાખનારા એને કદાચ સત્ય ગણતા આચકો ખાશે.

મોગલ શહેનશાહોના અમલ દરમ્યાન પશ્ચિમમાંથી કેટલાક મુસાફરો ને વેપારીઓ હિંદુસ્થાનની મુલાકાતે આવ્યા હતા. પશ્ચિમવાસીઓ શિકારના બહુ શોખીન હોય છે એ જાણીતું છે. કવિઓ જેમ સનમની શોધમાં ફર્યા કરતા હોય છે, તેમ એ લોકો હંમેશાં શિકારની શોધમાં ફરતા રહે છે. જાનવર ન મળે તો પછી બીજાનો શિકાર કરતાં એમને વાંધો આવતો નથી. પૈસા કે પ્રાણી એમાંથી ગમે તે જુએ કે એમનું હૈડું ઝાલ્યું રહેતું નથી. ગોળી છોડી તેનો શિકાર કર્યા વગર એમને કદી સંતોષ થતો જ નથી.

પશ્ચિમથી આવેલો એવો એક મુસાફર વિધિનો દોરવ્યો શિકારની શોધમાં ફરતો ફરતો સહકુટુંબ મુંબાઇ આગળ આવી પહોંચ્યો. તે વેળા મુંબાઇ એ શહેર નહોતું; વેરાન, ઉજ્જડ જંગલ હતું. અત્યારે માનવની ચતુરાઈથી વિક્ટોરિયા ગાર્ડનમાં પુરાએલાં પ્રાણી તે વેળા સ્વતંત્રતાનો ઉપભોગ કરતાં છૂટાં ફરતાં હતાં. એવા એક જંગલી વાંદરાને સાહેબે જોયો. નિશ્ચય કર્યો. અને શિકાર માટેની બધી તૈયારી કરી માંચડો બંધાવી, જંગલી માણસોને બોલાવી વાંદરાને પકડાવ્યો ને આઘે ઝાડ સાથે બંધાવ્યો. સાહેબની સાથે એમનાં પત્ની ને નાની વયની પુત્રી હતાં. પત્ની પણ શિકાર કરી જાણતાં. સાહેબે વાંદરા તરફ બંદૂક તાકી. ઘણા દિવસની હજામત વધી ગએલી, નહાવાનું મળ્યું નહોતું. કપડાં ફાટી ગયાં હતાં. એટલે સાહેબનો દેખાવ ઝાડે બાંધેલા

વાંદરાને ઘણો મજાનો આવતો હતો. એ સામ્ય એમની પુત્રીએ જોયું ને માતાને કહ્યું: "હી ઇઝ જસ્ટ લાઇક ડેડી!". (એ તદ્દન પિતા જેવો દેખાય છે!) સાહેબ ગુસ્સામાં છોકરીને ધમકાવવા પાછા ફર્યાં. એમની ભરેલી બંદૂક એમની પત્નીની બંદૂક સાથે અફળાઇ ને એમાંની એકાદમાંથી ગોળી છૂટી ને છોકરીને વાગી! 'મમા, આઇ' (બા, હું–) એટલા શબ્દો બોલી છોકરી તરત મૃત્યુ પામી. કોની બંદૂકમાંથી ગોળી છૂટી છોકરીને વાગી તે વિષે સાહેબ ને તેમનાં પત્ની વચ્ચે ઊમ વાદવિવાદ થયો. આખરે 'મારી બંદૂકની ગોળીથી છોકરી નથી મરી' એમ પ્રત્યેકે કહેવું અને તેમાં બીજાએ વાંધો ન લેવો એમ સમાધાન કરી બંનેએ સંતોષ માન્યો. વાંદરાનો શિકાર માંડી વાળી 'હવે આ છોકરીનું શું કરવું' તે વિષે બંને વિચાર કરવા બેઠાં. પોતાના પડી ગએલા એક દાંત પર મહમદ તઘલખે સ્મરણસ્તંભ ચણાવ્યો હતો એ વાતનું સ્મરણ થતાં સાહેબનાં પત્ની બોલ્યાં: "એક મુસલમાન બાદશાહના દાંત કરતાં શું આપણી છોકરીની કિંમત ઓછી? બાદશાહે દાંત પર સ્મરણસ્તંભ ચણાવ્યો, તો તમે આપણી છોકરીના સ્મારક તરીકે આખું શહેર વસાવો." સાહેબે શોકભર્યા અંતઃકરણે એ વાત કબૂલ કરી અને છોકરીના અંતિમ શબ્દો 'મમા આઇ'–નું સ્મરણ અખંડ જાળવવા, રાજામહારાજાઓ પાસેથી પાછા આપવાની શરત વિના પૈસા ઉઘરાવી એ સ્થળે 'મમા આઇ' નામનું શહેર વસાવ્યું. વર્ષો પછી પેશ્વાના ડરથી ભાગીને આવેલા એક ચતુર દક્ષિણી ગૃહસ્થે; ગુજરાનનું બીજું એકે સાધન ન હોવાથી 'મમા આઇ' એટલે 'મમા માતા મમાદેવી' એમ લોકોને સમજાવી મમાદેવીનું દેવાલય બંધાવ્યું, ને પોતે પૂજારી તરીકે રહ્યા. આ હકીકતનું સમર્થન કરતું એ દેવળ આજે પણ ઊભું છે. ખાતરી ન થતી હોય તે ત્યાં જઇ

જોઇ શકે છે. 'મમા આઇ' પરથી 'મમ્બાઇ' એમ ધીરે ધીરે એ નામ અપભ્રંશ પામતું અત્યારે 'મુંબાઇ' તરીકે ઓળખાય છે.

આ કથાથી સ્વદેશીના શોખીનોને આઘાત થવાનો સંભવ હોઇ બીજી આપણી સ્વદેશીની ભાવનાને અનુકૂળ આવે એવી પણ એક વાત, મુંબાઇની ઉત્પત્તિ માટે, કહેવાય છે.

સુરતા ને મુંબા નામની બે ગાયિકાઓ એક વાર મોગલ શહેનશાહના ( અકબર, બાબર કે હુમાયુ કે બીજો કોઇ એ જાણવાની જરૂર નથી. ) દરબારમાં આવી. શહેનશાહ પેટના દર્દથી પીડાતા હતા. અનેક વૈદ્ય ને હકીમોના ઉપચાર કરવા છતાં એમના પેટનું દર્દ મટતું નહોતું. સુરતાએ દીપક રાગ આરંભ્યો. દીપક રાગથી સાંભળનારના દિલમાં અગ્નિ પ્રગટે છે એમ સંગીતશાસ્ત્રના જાણકારો કહે છે. તે પ્રમાણે બાદશાહના દિલમાં અગ્નિ પ્રગટ્યો. એ અગ્નિ વધતો વધતો એમના પેટ સુધી પહોંચ્યો ને તેણે મંદ પડેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કર્યો. જઠરાગ્નિ પ્રદીપ્ત થતાં બાદશાહનું પેટનું દર્દ મટી ગયું ને એણે ખુશ થઇ સુરત–તે વેળા બીજા જ નામે ઓળખાતું શહેર–સુરતાને ઇનામ તરીકે આપ્યું. એ સુરતાના નામ પરથી શહેરનું નામ સુરત પડ્યું.

સુરતા તો પોતાને મળેલી જાગીરનો સહર્ષ સ્વીકાર કરી ચાલતી થઇ. પણ આ તરફ બાદશાહના દિલમાં લાગેલી આગ કોઇ પણ ઉપાયે હોલવાઇ નહિ–બરફ નાંખેલા પાણીની એક ગાગર એણે પૂરી કરી તોયે. મુંબાએ બાદશાહ સમક્ષ બેસી મલ્હાર રાગનો આરંભ કર્યો. પહેલાજ આલાપ સાથે બાદશાહના દિલમાંથી નીકળતો ધૂમાડો બંધ થયો. બીજા આલાપે અગ્નિ ઠંડો થયો ને પછી તો એના દિલમાં ઠંડક ઠંડક થઇ રહી. આ અપૂર્વ ચમત્કાર જોઇ બાદશાહે રાજી થઇ જઇ સુરતની દક્ષિણે આવેલું આખું જંગલ મુંબાને જાગીર

તરીકે આપી દીધું. મુંબાએ જઈને એ જંગલી પ્રાણીઓને પોતાના સંગીતથી મુગ્ધ કરી વશ કર્યાં અને પછી પોતાના રૂપથી જાતજાતના પુરુષોને આકર્ષી સ્થિર કર્યાં અને ધીરે ધીરે એ જંગલ મટી સમૃદ્ધ શહેર બન્યું. મુંબા ઉપરથી એનું નામ મુંબાઈ પડયું.

સુરત ને મુંબાઈમાં આજે પણ સંગીત વગેરે લલિત કળાનો જે શોખ જોવામાં આવે છે, તે સુરતા ને મુંબા તથા એની જોડે આવેલી એની બહેનપણીઓને જ આભારી છે.

મુંબાઇનો ઇતિહાસ કંઇક આવો છે.



## ૩ : ભૂગોળની ભૂલભૂલામણીમાં

મુંબાઇના ઇતિહાસનું આ આછુંઘેરું રુદ્રરમ્ય ચિત્ર જોઇ લીધા પછી હવે એની ભૂગોળ તરફ વળીએ.

કોઇ પણ દેશ કે પ્રદેશ ગમે તેવો ગરીબ હોય તોપણ બે પ્રકારની સંપત્તિ એની પાસે હંમેશ રહે જ છે—ઇતિહાસ ને ભૂગોળ. જગતની સુધરેલી પ્રજાઓ ખાંડ ખાતી હશે કે અમારા દેશ પાસે જ ઇતિહાસ ને ભૂગોળ છે પણ જંગલીમાં જંગલી પ્રજાની ભૂમિની કને પણ તેનાં ઇતિહાસ ને ભૂગોળ હોય છે.

ઇતિહાસ ને ભૂગોળની બાબતમાં મુંબાઇ સ્વતંત્ર છે. એ પોતાના વેપાર માટે, શિક્ષણ માટે, ખાનપાનની ને દવાદારૂની વસ્તુઓ માટે, ઘણે અંશે સાહિત્ય ને સંસ્કાર માટે પણ, પરદેશ પર આધાર રાખે છે; પણ ઇતિહાસ તથા ભૂગોળ માટે એ કોઇ

પણ પર આધાર રાખતું નથી. એને પોતાનાં સ્વતંત્ર ઇતિહાસ ને ભૂગોળ છે. ઇતિહાસ એને વારસામાં મળ્યો છે-એની બાપકમાઈ છે; ભૂગોળ એણે સ્વબળે પ્રાપ્ત કરી છે-એની આપકમાઇ છે.

મુંબાઇની ભૂગોળ એના નકશા પરથી ઘડવામાં આવી છે. મકાન બાંધનાર એ મકાનનો નકશો (Plan) તૈયાર કરે છે ને પછી તે મુજબ મકાન બાંધે છે. તે જ રીતે મુંબાઇનો નકશો પહેલાં તૈયાર કરવામાં આવ્યો ને પછી તે ઉપરથી મુંબઈની રચના કરવામાં આવી. કોણે, કોના હુકમથી ને કયારે એ નકશો તૈયાર કર્યો એ બાબતની શોધખોળ હજુ ચાલુ છે ને એ શોધ પૂરી થશે ત્યારે સનસનાટીભરી હકીકતો પ્રકાશમાં આવશે એમ ધારવામાં આવે છે.

પરંતુ મુંબઇના નકશા પરથી મુંબઈની ભૂગોળ શીખવવામાં આવે છે તે કોઇ રીતે ઇષ્ટ અથવા લાભદાયક નથી.

દાખલા તરીકે, મુંબાઇની સીમાનું વર્ણન આપ્યું છે કે ઉત્તરે થાણા જીલ્લો, તથા ગુજરાત; પશ્ચિમે મહાસાગર, ઈત્યાદિ, અને નકશામાં પણ એમ બતાવ્યું છે; પણ નકશો ઊંધો ફેરવતાં એ આખી સીમા બદલાઇ જાય છે. થાણા ને ગુજરાત ઉત્તરે ન રહેતાં દક્ષિણમાં ચાલ્યા જાય છે; સમુદ્ર પશ્ચિમને બદલે પૂર્વ તરફ પ્રસરે છે, ને ભૂગોળના લખનારાએ નહિ ધારેલા એવા અનેક બીજા ફેરફાર થઇ જાય છે. નકશો ફેરવવો જ નહિ, એમ કોઈ એનો ઉત્તર આપે તો તે યોગ્ય નથી. કારણ કે નકશો વારંવાર ફેરવ્યા કરવો એ તો મનુષ્યનો સ્વભાવસિદ્ધ ગુણ કે અવગુણ છે. તેમજ પહેલેથી દિશાઓ નક્કી કરી રાખવી, જે બાજુ સૂર્ય ઉગે તે પૂર્વ દિશા, જે તરફ એ આથમે તે પશ્ચિમ, પૂર્વ દિશા તરફ મુખ રાખી ઊભા રહીએ તો ડાબા હાથ તરફની

ઉત્તર દિશા, એ પણ બુદ્ધિવાદની દષ્ટિએ યોગ્ય લાગતું નથી. સૂર્ય ઊગે તે પૂર્વ દિશા જ એમ શા માટે? સૂર્યે બિચારાએ પૂર્વ દિશાના બાપનું એવું શું દેવું કર્યું છે કે સવારના પહોરમાં હંમેશ એને એનું મોં જોવું જ પડે? અને સૂર્ય હંમેશ એક જ દિશામાંથી ઊગે છે, એમ માનવું એ ભૂલભરેલું છે. મેં એને ઘણી વાર ઊગતો જોયો છે, દરેક પ્રસંગે એ જુદે જુદે ઠેકાણેથી ઊગતો મને જણાયો છે. કોઇ વાર આકાશના એકાદ ખૂણામાંથી તો કોઇ વાર ઊંચા ઝાડની પાછળથી, કોઇ વાર સમુદ્રની અંદરથી, તો કોઈ વાર છાપરા ઉપરથી એ ઊગતો, મારી પેઠે ધ્યાન આપીને જોનારને જણાયા વગર રહેશે નહિ. આપણે એક જ ઘરની અગાશી કે બારીમાંથી એને ઊગતો જોઇએ છીએ, એટલે એ એક જ દિશાએથી ઊગે છે એમ આપણને લાગે છે. આપણે પોતે જો દષ્ટિકોણ બદલતા રહીએ, તો એ કેટલી જુદી જુદી દિશાએથી ઊગે છે તે તરત માલમ પડે. આ ઉપરાંત સૂર્ય, બેકાર વાંઢાના જેવો, ભમતોફરતો આસામી છે. એક પળ પણ એ સ્થિર થઇને રહેતો નથી. એવા પરિભ્રમણશીલ સૂર્યના પર આધાર રાખી અચળ દિશાઓનું નિર્માણ કરવું, એ વદતોવ્યાઘાત જેવું નથી? વળી પૃથ્વી ગોળ છે. કેવી રીતની ગોળ છે, એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. જેણે લાડુ નથી જોયો તે એને લાડુ જેવી ગોળ માને છે, જેણે માલપુડા દીઠા નથી તે એને માલપુડા જેવી ગોળ ધારે છે ને જેણે નારંગી નજરે નથી નિહાળી તે એને નારંગી જેવી ગોળ ગણાવે છે. પરંતુ પૃથ્વી ગોળ છે, એ વિષે કોઇને શંકા નથી. એ ગોળ પૃથ્વી, નવોઢાને છાજે એમ, વંકાઇને પોતાની ધરી પર તથા સૂર્યની આસપાસ ફરે છે. આવી ગોળ ને ચાલુ ફરી રહેલી પૃથ્વીની દિશા શા રીતે નક્કી કરી શકાય?

પણ મુંબાઇને છોડીને આખી પૃથ્વીનો વિચાર કરવાની જરૂર નથી. વક્તવ્ય એટલું જ છે કે મુંબાઇની ભૂગોળ શીખવવાને બહાને કેટલાક સ્વાર્થી શિક્ષકોએ વિદ્યાર્થીઓના મગજમાં પહેલેથી જ અજ્ઞાન ભરી મૂક્યું હોય છે. મુંબાઇની ભૂગોળ શીખીને પાવરધા બનેલા ઘણા મનુષ્યો ગ્રાન્ટરોડ કે સેન્ડહર્સ્ટરોડ જેવા રસ્તા પણ પોતાની મેળે શોધી શકતા નથી! હું પણ નાનપણમાં મુંબાઇની ભૂગોળ શીખ્યો હતો. પણ જ્યારે જ્યારે મારે મુંબાઇમાં કોઇનું મકાન શોધવા જવું પડયું છે, ત્યારે ત્યારે કદી પણ એ ભૂગોળનું જ્ઞાન મને ખપ લાગ્યું નથી, એટલું જ નહિ, પણ ઇતિહાસભૂગોળ જેવા શબ્દો પણ જેણે નહિ સાંભળ્યા હોય એવા અજાણ ઘાટીઓ અને અન્ય મનુષ્યોની મદદથી જ મારું કામ પાર પડયું છે. મુંબાઇ વિષે ભાગોલિક માહિતી ભેગી કરવી હોય તો કોઇ શિક્ષક કે પુસ્તકની મદદ લેવાની જરૂર નથી. પણ મુંબાઇમાં વસેલા કે વસતા કોઇ પણ અભણ ને અજ્ઞાન જેવા દેખાતા મનુષ્યને પૂછી જોવાથી, ને એમ ને એમ ન કહે તો તેને ચહા પાવાથી, જોઇતી બધી હકીકત મળી શકે છે.

મુંબાઇની ભૂગોળ વિષે લખતાં પૃથ્વીપટ પર એ ક્યાં આવ્યું, તે પ્રથમ જણાવવું જોઇએ. હિંદુસ્થાનના નકશામાંથી કોઇ પણ વિદ્યાર્થી બહુ જ સહેલાઇથી મુંબાઇ ક્યાં આવ્યું તે દર્શાવી શકે છે. પણ વ્યવહારમાં એ જ્ઞાન જરા પણ ઉપયોગનું નથી. પ્રથમ તો હિંદુસ્થાન આખું આપણે કદી પણ જોઇ શકીએ એમ નથી. છાપરે શું પણ ઝાડ પર ચઢીને જોઇએ, તો યે એક કરતાં વધારે શહેર આપણી દૃષ્ટિએ પડતાં નથી. મુંબાઇ ક્યાં આવ્યું, તે જાણવા માટે એક જ સહેલો રસ્તો છે. જેઓ મુંબાઇ રહેતા હોય તેમને તો 'મુંબાઇ અહીંઆં જ છે' એવું સહજ જ્ઞાન હોય છે, એટલે તેમને માટે કોઇ પ્રશ્ન રહેતો

નથી. પણ જેઓ મુંબાઇ બહાર રહેતા હોય તેમણે મુંબાઇ ક્યાં આવ્યું, તે શોધવા માટે નકશા સામું જોવાની જરા પણ દરકાર કર્યા વગર સીધા સ્ટેશને જવું, ને મુંબાઇની ટિકિટ લેવી...પણ મુંબાઇ એ નામનું કોઇ સ્ટેશન જ નથી! મુંબાઇમાં કેટલી છેતરપીંડી ચાલે છે, તેનો આ એક નમૂનો છે. આખું શહેર મુંબાઇ નામે ઓળખાય, પણ એ નામની કોઇ ટિકિટ લેવા જાય ત્યારે મળે જ નહિ. પહેલાં ગ્રાન્ટરોડ, ચર્નીરોડ કે એવા કોઇ સ્ટેશનની ટિકિટ, મુંબાઇની ટિકિટ માંગનારને મળતી, હવે વળી 'બૉમ્બે સેન્ટ્રલ' [ મધ્ય મુંબાઇ ] ની મળે છે. પણ એમાં પણ એવી જ છેતરપીંડી! સ્ટેશનના નામ પરથી કોઈ ધારે કે આ મુંબાઇનો મધ્ય ભાગ હશે, તો એ બિચારો જરૂર છેતરાય. એ મુંબાઇનો મધ્ય ભાગ નથી પણ કંઇક અંશે છેડાનો ભાગ છે. ટિકિટ લીધા પછી મુંબાઇ જતી ગાડી પોર્ટરને પૂછીને શોધી કાઢી તેમાં ચઢી બેસવું. તે ગાડી હવે આગળ નહિ જાય એમ ખબર પડે ત્યારે ત્યાં આગળ ઊતરી જવું. જે જગાએ એ ઊતરે તે મુંબાઇ. આ પ્રમાણે રેલ્વેની મદદથી મુંબાઇ ક્યાં આવ્યું તે સહેલાઇથી શોધી શકાશે.

મુંબાઇની સીમા નક્કી કરવામાં પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ વગેરે આડે રસ્તે દોરે એવાં નામોને બદલે આગળ, પાછળ, ઉપર નીચે, અંદર ને બહાર એ શબ્દોનો પ્રયોગ કરીશું. મુંબાઇની આગળ—અથવા મુંબાઇથી આગળ—વૈભવવિલાસ, મોજશોખ વગેરેમાં, પેરિસ, લંડન અને ન્યૂયોર્ક જેવા શહેરોને બાદ કરતાં બીજું કોઇ શહેર નથી. મુંબાઇની આગળ દરિયો ને દરિયાની આગળ વિલાયત અથવા સ્વર્ગ આવેલાં છે. મુંબાઈની પાછળ વેપારીઓ, મારવાડીઓ, બેરીસ્ટરો, સોલિસિટરો ને બેકારો પડેલા છે. મુંબાઇની ઉપર મૂડીદારો ને ધનવાનો આવેલા છે, ને નીચે ફૂટપાથ કે

જમીન પર મજૂરો ને કલાકો છે. મુંબાઇની અંદર, બહારનાં-ઓને મન પૈસો, પ્રતિષ્ઠા ને મોજશોખ, અને અંદરનાંને મન મહેનત, માંદગી ને મરણુ આવેલાં છે. મુંબાઇની બહાર, અંદરનાં-ઓને મન, કંઇ નથી, અને બહારનાંઓને મન પોતાના જેવા મુંબાઇ જવાની ઇચ્છાવાળા પણ દુર્ભાગ્યે એ ઇચ્છાને અમલમાં ન મૂકી શકનારાં પ્રાણીઓ છે.

મુંબાઇની વસતિ વિષે કંઇ પણ ચોક્કસ કહી શકાય એમ નથી. સરકારના દસ્તાવેજો સામાન્યતઃ શ્રદ્ધા રાખવા લાયક હોય છે પણ મુંબાઇના વસતિપત્રક પર બહુ ભરોસો રાખવા જેવું નથી, એમ એક અમલદારે પોતે કહ્યું હતું. એ વસતિપત્રકમાં એવી ને એટલી ભૂલો છે કે, કોઈને કહીએ તો તે માને પણ નહિ. એ અમલદારના એક પાડોશી મીરચંદાનીનું નામ વસતિપત્રકમાં સ્થિરચંદા તરીકે છપાયું છે. એ પોતે પરણેલા છે; એમાં એમને વિધવા તરીકે ઓળખાવ્યા છે. ચંપા નામની એમના બીજા એક પાડો-શીની કૂતરીને એમની પુત્રી તરીકે ગણાવી છે. અને તે પણ અંગ્રેજી સાત ધોરણુ સુધી ભણેલી ! આમ અંગ્રેજી સાત ધોરણુ સુધી ભણેલી કૂતરીરૂપી પુત્રીના પિતા–અથવા વિધવા માતા–થવાનું સદ્‌ભાગ્ય એમને એકલાને નહિ સાંપડયું હોય. એવા તો બીજા અનેક દાખલા એ વસતિપત્રકમાંથી શોધીએ તો મળે એમ હશે. એ ઉપરાંત મુંબાઇમાં જાણે માણસો સિવાય બીજાં કોઇ પ્રાણી વસતાં જ ન હોય, એમ તેનો નિર્દેશ પણ કર્યો નથી. પાંજરાપોળનાં ઢોરો, વિક્ટોરિયા ગાર્ડનનાં જનાવરો, બારીએ જાળી કરાવવાની ફરજ પાડનારા કબૂતરો, ગટરથી અગાસી સુધી નિશ્ચિંતતાથી મહાલનારા ઊંદરો, રસોડામાં પોતાની સુવાસ મૂકી જનારા વંદાઓ આ અને આવાં બીજાં અનેક પ્રાણીઓ મુંબાઇમાં નથી વસતાં એમ કયો મુંબાઇવાસી કહી શકે એમ છે ? અને છતાં મુંબાઇનું વસતિપત્રક

જોનારને તો આવાં પ્રાણીના અસ્તિત્વનું યે ભાન થાય એમ નથી. આગળ કહ્યું તેમ મુંબાઇની વસતિ વિષે ચોક્કસ અભિપ્રાય આપવો મુશ્કેલ છે. સમુદ્રની પેઠે એમાં ભરતીઓટ થયાં કરે છે, એટલું જ નહિ, પણ સિંધુ નદીની પેઠે એના પ્રવાહની દિશા પણ વારંવાર બદલાય છે. રવિવારે સિનેમા ને નાટકોમાં જનારને, વરસાદ પડતો હોય ત્યારે ટ્રામ પકડવા દોડનારને, કંઇક અકસ્માત થયો હોય ત્યાંથી પસાર થનારને, રજાને દિવસે પરામાંથી ટ્રેન દ્વારા મુંબઇ આવનારને, તહેવારને દિવસે ભુલેશ્વર તરફ શાક લેવા જનારને, મુંબાઇમાં વસતિ વધારે–જોઇએ તેથી પણ વધારે છે એમ સામાન્ય રીતે લાગે છે. પણ હિંદુ–મુસલમાનના હુલ્લડ વખતે જેમને બહાર જવું પડતું તેમને મુંબાઇમાં કંઇજ વસતિ નથી એમ ઘણી વાર લાગતું. કોઇ કોઇ વાર મોડી રાતે બહારથી આવતા બીજાઓને પણ એવો જ અનુભવ થાય છે. બપોરે ચાલીમાં એકલી પડેલી પરદેશથી નવી આવેલી સ્ત્રીને મુંબાઇની વસતિ ઘણી ઓછી લાગે છે, ત્યારે એ જ વખતે રેસ્ટોરાંમાં ચહા પીવા ગએલા એના પતિને મુંબાઇની વસતિ વધારે પડતી જણાય છે. આથી ઊલટું, પર્વને દિવસે એજ સ્ત્રી દર્શન કરવા જાય છે, ત્યારે એને મુંબાઈમાં માણસ ઊભરાતાં જણાય છે, અને એના પતિને, રજા છતાં ઓફિસમાં જવાનું હોય છે તો, કોટનો રસ્તો સુનો ને નિર્જન લાગે છે.

મુંબાઇની વસતિનું નિયમન કરવા માટે ખાસ અધિકારીઓ રસ્તા પર સ્થળે સ્થળે ગોઠવવામાં આવ્યા હોય છે. માથે પીળી પાઘડી ધારણ કરીને ગંભીર વદને લોકસમુદાય ને ટ્રામ, મોટર, ગાડી વગેરે વાહનોનું નિયંત્રણ કરનારા એ અધિકારીઓ બ્રહ્મા પેઠે ચતુર્મુખ હોય છે–ચારે દિશામાં એ મોઢું ફેરવી પ્રજાના પ્રવાહનું નિયમન કરે છે. વિષ્ણુ પેઠે એ તેનું માર્ગદર્શન પણ

કરે છે ને કેટલીક વાર રુદ્રસ્વરૂપ ધારણ કરી લોકસમૂહથી ઊભરાઇ ગએલા માર્ગ કેવળ નિર્જન ને વેરાન પણ બનાવી મૂકે છે.

કયા ભાગમાં કેટલી વસતિ રહેવા દેવી એ એના હાથની વાત છે. હાથ આડો કરીને એ એક સ્થળે પાંચસો માણસ ખડા કરી દે છે તો બીજે સ્થળે મનુષ્યની વસતિના પ્રવાહનો લગભગ લોપ કરી દે છે. રામમૂર્તિ હાથ વડે મોટર અટકાવતો એમ કહેવાય છે, પણ આ અધિકારીઓ તો ફક્ત હાથ આડો કરીને, આઘેથી જ, એક નહિ, પણ અનેક મોટરો, ટ્રામો, ગાડીઓ, સાઇકલો ને મનુષ્યોને અટકાવે છે; દંડો દર્શાવી સ્થૂલ-કાયના ગણપતિ જેવા આદમીમાં કાર્તિકસ્વામીની ગતિ પ્રેરે છે; ભદ્ર પુરુષોને જેલનાં દર્શન કરાવી શકે છે ને અભિમાનીઓનાં અભિમાન છોડાવે છે. સલામપ્રિય પુરુષોને સલામ વડે એ સ્વર્ગમાં ચઢાવે છે ને સામાન્યોને પાદસ્પર્શે પૃથ્વીની સપાટીની દોસ્તી કરાવે છે. કોઈક વાર પ્રગટ રૂપે તો કોઇક વાર પ્રચ્છન્ન રહીને, કોઇક વાર સમજાવીને તો કોઇક વાર ધમકાવીને એ પોતાનાં કાર્યની સિદ્ધિ કરે છે.

દેવોમાં પ્રથમ સ્થાન ગણપતિદાદાનું છે, તેમ મુંબઇમાં આવનારને પહેલાં દર્શન એનાં થાય છે.



## ૪ : મુંબાઈની આબોહવા

મુંબાઈનું આટલું સામાન્ય ઐતિહાસિક ને ભાગોલિક નિરૂપણ કર્યા પછી હવે એની આબોહવા વિષે વિચારવાનું પ્રાપ્ત થાય છે.

મુંબાઈ, બીજી અનેક વસ્તુની પેઠે, પોતાનાં હવાપાણીને માટે પણ મગરૂરી ધરાવી શકે એમ છે. બીજા બધા દેશ કરતાં એનાં હવાપાણી વિશિષ્ટ છે. મુંબાઈમાં આકાશ એનું એ છે, વાતાવરણ પણ એનું એ છે, એના દરિયામાંનું ને તળાવમાંનું પાણી સામાન્ય પાણી કરતાં ખાસ જુદું હોય એમ દેખાતું નથી, છતાં એનાં હવાપાણીમાં જે વિલક્ષણ વ્યક્તિત્વ છે તે બીજા કોઈ પણ સ્થળનાં હવાપાણીમાં નથી.

દરિયો બહુ નજીક હોવાથી પહેલાં હું મુંબાઈને હવા ખાવાનું સ્થળ માનતો. હું ગુજરાતી પહેલા ધોરણમાં ભણતો હતો,

ત્યારે શિક્ષકે મને પ્રશ્ન પૂછ્યો હતો: 'ફૂલપાડા' શાને માટે પ્રખ્યાત છે?' ફૂલપાડા નદીકિનારે આવેલું છે એમ હું જાણતો હતો એટલે મેં તરત જવાબ દીધો: 'હવા ખાવાનું ઠેકાણું છે. લોકો ત્યાં હવાફેર માટે જાય છે.' શિક્ષક હસી પડયા ને એમણે કહ્યું: 'ત્યાં હવાફેર માટે જે જાય છે તે ફરી કદી પાછા આવતા નથી.' ફૂલપાડા નદીકિનારે છે, છતાં એ સ્મશાન તરીકે જેટલું જાણીતું છે તેટલું હવા ખાવાના સ્થળ તરીકે જાણીતું નથી.

મુંબાઇ માટે પણ કંઇક એવું જ કહી શકાય. સમુદ્ર પાસે હોવા છતાં મુંબાઇની હવામાં તંદુરસ્તી વધારવાનો ગુણ હોય એમ ઘણા માનતા નથી. મુંબાઇમાં જોઇએ એટલી હવા મળે છે—પાઈ પણ ખરચ્યા વગર સાંજનું અથવા સવારનું ખાવાનું માંડી વાળી હવા ખાવા માટે—પેટ ભરીને ખાવા માટે—હવા સિવાય બીજું કાંઈ મળતું નથી. આરોગ્ય સુધારવાનું આથી બીજું કોઇ ઉત્તમ સ્થળ નથી એમ પુરવાર કરવા મથતા હોય એવાં અનેક આરોગ્યભુવનો મુંબાઇમાં બંધાવવામાં આવ્યાં છે. એ બધાં છતાં પ્રથમ મુંબાઇ જનારને એનાં સગાંવહાલાંઓ હંમેશાં ચેતવણી આપે છે: 'ભાઈ, તું મુંબાઇ જાય છે તો ખરો, પણ ત્યાંનાં હવાપાણી બહુ ખરાબ છે માટે જરા પણ તબિયત બગડે તો તરત પાછો ચાલ્યો આવજે.' મેં જ્યારે મુંબાઇ જવાનું નક્કી કર્યું, ત્યારે, મુંબાઇની હવા કેટલી ખરાબ છે ને ત્યાં માણસે કેટલું ચેતીને ચાલવાની જરૂર છે એ વિષે લગભગ વીસેક જણાએ લંબાણથી મારા આગળ વિવેચન કર્યું હતું.

મુંબાઇની હવા પ્રાચીન કાળના રાક્ષસથી યે વધારે અદ્‌ભુત ને ભયંકર હોવી જોઇએ એમ મુંબાઇ જતાં પહેલાં મને લાગ્યું હતું. એ સૂક્ષ્મસ્વરૂપધારી ભયંકર શત્રુ સાથે લડવાને સંપૂર્ણ રીતે સજ્જ થઇ તાવ ઉતારવાની, માથું દુઃખતું અટકા-

હવાની, ગરમીની ને શરદીની, વાયુની ને અપચાની, કબજિયાતની ને મરડાની, એમ અનેક પ્રકારની દવાની ટીકડીઓ, ચૂર્ણો ને અવલેહો લઇને હું મુંબાઇ આવ્યો. મુંબાઇ આવ્યા પછી મને જાત જાતના રોગો થયા હતા, કબજિયાત, શરદી, ઇન્ફ્લુએન્ઝા, અજીર્ણ, 'ટોન્સીલાઇટિસ,' 'ડેવિયેશન ઓફ સેપ્ટમ' (આ બે નામો કોઇક દરદીને તપાસતા ડોકટર પાસેથી મેં સાંભળ્યા છે ને એજ નામો સુંદર લાગવાથી અહીં આપ્યાં છે.), મેલેરિયા, ચૂંક, આફરો, અશક્તિ, ઊધરસ ઇત્યાદિ ઇત્યાદિ. છતાં એ રોગો મુંબાઇની હવાને લીધે થયા હતા એમ હું માનતો નથી. મુંબાઇ સિવાયના ગામોમાં પણ એ રોગો થાય છે ને હું મુંબાઈ બહાર વસતો ત્યારે પણ મને એમાંના ઘણાખરા રોગો થયા હતા. ત્યાં જે કારણથી એ રોગો થાય છે, તેજ કારણને લીધે મુંબાઇમાં પણ એ રોગો થય છે એમ મને મારા પોતાના અનુભવ પરથી તેમજ ડોકટરના કહેવા પરથી માલૂમ પડયું છે.

બહુ પરિશ્રમને અંતે મેં શોધી કાઢયું કે મુંબાઇમાં હવાજ નથી! આ વાંચી ઘણા કહેશે કે ત્યારે ત્યાં માણસ જીવે છે શી રીતે? હું કબૂલ કરૂં છું કે એ પ્રશ્ન સ્વાભાવિક છે. છતાં એ પ્રશ્નનો ઉત્તર આપવાની ફરજ હું સ્વીકારી શકતો નથી. હું તો જે છે તે કહું છું. મુંબાઇમાં વા છે, પવન છે, વાવાઝોડાં થાય છે, પણ હવા તો નથી જ. કહે છે કે ખાલી જગામાં હવા પ્રવેશ કરે છે. પરંતુ મુંબઇમાં કોઇ પણ જગા ખાલી હોતી નથી. સોનાપુર પણ ઘણુંખરૂં ભરેલું રહે છે. બેન્કો ને ઓફિસમાં તો પાટિયાં માર્યાં હોય છે કે 'અહીં કોઇ પણ જગા ખાલી નથી' અને આમ કોઇ પણ જગા ખાલી ન જડવાથી હવા બિચારી દરિયામાં ઝંપલાવી આપઘાત કરે છે. મુંબઇમાં પહેલવહેલા આવનારને ઠેકઠેકાણે આવેલાં નિશાળ ને ખુલ્લાં મેદાનો

જોઇ એમ લાગે છે કે મુંબાઈમાં જમાની બહુ છૂટ છે. આવાં આવાં વિશાળ મેદાનો અહીં પડયાં છે, એટલે આ સ્થળનાં હવા તથા પ્રકાશ કંઈક અનેરાંજ હશે. હું પણ પહેલાં એમ માનતો હતો. પણ પાછળથી મને માલૂમ પડયું કે એ બધાં મેદાનો માણુસ માટે નથી. માણુસો માટે તો ચાલીઓ બાંધવામાં આવી છે. એ મેદાનો તો જનાવરો ને ક્વચિત ભેકારોને માટે ઘાસ ઉગાડવા સારૂ રાખવામાં આવ્યા છે. માણુસો પણ કોઈક કોઈક વાર ત્યાં જાય છે ખરા, પણ હવા ખાવા સારૂ નહિ–ધૂળ ખાવા માટે. અને ધૂળ ખાઈ "અમે હવા ખાઇ આવ્યા" એમ માનતા ઊધરસ ખાતા પાછા ફરે છે.

ચોપાટી, જુહુ, વગેરે હવા ખાવાનાં સ્થળ તરીકે જાણીતાં છે–હું પણ ત્યાં અનેક વાર જઈ આવ્યો છું. પણ કેટલીક વાર ગંડેરી, કોઈક વાર કુલફી–મલાઈ ને હંમેશ પવન ત્યાં મને ખાવા મળ્યાં છે--હવા નહિ. મુંબાઇમાં અસલ હવા હતી ખરી, પણ તે હવે ગાંડી બની અશુદ્ધ રૂપે સર્વત્ર ભટકયાં કરે છે. મુંબાઇની ધમાલને લઈ આખો વખત ત્યાંનું સમગ્ર વાતાવરણ ક્ષુબ્ધ રહે છે અને તેથી ત્યાંની હવા સ્થિર ને શાંત ન રહેતાં ગાંડી બનીને આમતેમ દોડયાં કરે છે. પૈસા કમાવાને કે ખરચવાને દોડધામ કરતી માનવમેદની સાથે એ પણ દોડધામ કર્યાં કરે છે. પવનનું રૂપ ધારણ કરી એ પૈસાદારોના મગજમાં ભરાઈ જાય છે ને કેટલીક વાર તેઓ નીચી કક્ષાના પુરુષો સાથે બોલે છે ત્યારે એમના મુખ દ્વારા બહાર આવે છે. અથવા તો ગરીબોના નિઃશ્વાસોથી ઉષ્ણ બની એ હવા ઉપર ચાલી જાય છે ને આમ શુદ્ધ સ્વરૂપે એ હવા કોઇને પણ પ્રાપ્ત થતી નથી.

મુંબાઇમાં હવા ખાવાની મળતી હોય, તો ઊનાળાના

દિવસોમાં સરકાર, અમલદારો, બેરિસ્ટરો ને ધનાઢ્ય પુરુષો હવા ખાવાને મહાબળેશ્વર, પંચગની, મસૂરી આદિ સ્થળે શા માટે જાય?

આમ છતાં આપણે માની લઇએ કે મુંબઈમાં હવા છે, અને હવામાં ઋતુ પ્રમાણે ફેરફારો થાય છે, તો તે હવા ને એના ફેરફારો માત્ર ગરીબ માણસો પૂરતાજ હોય છે–પૈસાદારને એનો સ્પર્શ સરખો થતો નથી. વસ્તુત: મુંબઇમાં બે જ ઋતુ હોય છે: સારી ને નઠારી. ધંધો સારો ચાલતો હોય ને અસીલો સારી સંખ્યામાં મળ્યા કરતા હોય એવા વકીલો માટે, દરદીઓની ભીડ દરરોજ દવાખાને જામતી હોય એવા ડોકટરો માટે, ઓછે પગારે કામ કરી આપનારા મજૂરો મળ્યાં કરતા હોય એવા મિલમાલીકો માટે પહેલી ઋતુ છે ને નોકરી શોધી શોધી અપમાન ને ધક્કાની પ્રાપ્તિ કરનારાઓ માટે, ગદ્ધાવહીતરું કરી શેઠના ઝાંસા ખાનારા મુનીમો માટે–ગરીબો, બેકારો ને આજારીઓ માટે, બીજી ઋતુ છે. શિયાળામાં ટાઢથી ધ્રૂજવાનું તેમને હોય છે. ઊનાળાના તાપમાં બફાવાનું ને ચોમાસાના વરસાદથી તરબોળ થવાનું તેમને હોય છે. ધનાઢ્યોને શિયાળામાં ટાઢ વાતી નથી. તેમનાં શરીરને મોંઘાં કપડાં, શાલ ઇત્યાદિની ગરમી મળે છે. તેમના ઘરમાં તથા મગજમાં પૈસાની ગરમી હોય છે. ઊનાળામાં તેમને તાપ લાગતો નથી. કાં તો તેઓ ગિરિશિખરે બિરાજ્યા હોય છે અથવા તો તેમની ઓફિસમાં ને ઘરમાં વિજળીના પંખા ચોવીસ કલાક ફરતા હોય છે. ચોમાસાનાં પાણી તેમને ભીંજવી શકતાં નથી. તેઓ મોટરોમાં જ ફરે છે ને જ્યારે મોટર બહાર એક પગલું પણ ભરવું પડે છે ત્યારે 'રેનકોટ' તેમનું રક્ષણ કરવા હાજર જ હોય છે. ઋતુમાં ગમે તેટલા ફેરફાર થાય પણ આત્માની પેઠે મુંબાઇના આ આત્માઓ તેનાથી

નિર્લિપ્ત રહે છે.

મુંબાઈની હવા પેઠે જ એનાં પાણીની વિશિષ્ટતા પણ ઓર છે. મુંબઈની સમીપમાં જ દરિયો છે. મુંબાઈએ ઘણી વાર પોતાનું પાણી બતાવ્યું છે, છતાં 'મુબાઈમાં પાણી નથી' એવી ફરિયાદ વારંવાર સાંભળવામાં આવે છે. મુંબાઈનાં પાણી લાગવાથી દશ વર્ષથી પીડાતા મારા એક મિત્ર આગળ કોઈકે થોડા વખત પર 'મુંબાઈમાં પાણી મળવું બહુ મુશ્કેલ પડે છે' એમ ફરિયાદ કરી ત્યારે એમણે જવાબ દીધો: 'એવું સુખ કોઈ ભાગ્યશાળીને જ મળે. મુંબાઈમાં પાણી ન મળે એથી બીજા મોટા સુખની હું કલ્પના કરી શકતો નથી.'

મુંબાઈમાં પાણીનું દુઃખ પડે છે એ વાત છેક ખોટી નથી, પણ એ પાણી નથી મળતું તેનું જ દુઃખ હોતું નથી, મળે છે તેનુંય દુઃખ હોય છે. મુંબાઈનાં પાણી આશા જેવાં છે—મળ્યે યે દુઃખ ને ન મળ્યે યે દુઃખ. મુંબાઈનાં પાણી જેને મળ્યાં છે, તેમનાં અનાજવિહોણાં પેટ હજી એને સંભારી સંભારી વેદના ભોગવી રહ્યાં છે. ને જેને વાસણ માંજવા માટે બંધ પડેલા નળ આગળ અર્ધો કલાક થોભવું પડે છે તે 'પાણી પાણી !'નો પોકાર કરે છે. મુંબાઈમાં જોઈએ એટલી પાણીની છૂટ નથી તેથી ઘાટીઓને કમાણી થાય છે, ને મુંબાઈમાં પાણી એક વાર શરીરને મળ્યા પછી તેને છોડતાં નથી તેથી વૈદ્યડાક્ટરોને કમાણી થાય છે. આમ વૈદ્યડાક્ટર તથા ઘાટીઓને બાદ કરતાં મુંબાઈમાં, પાણી પોતાના મળી જવાના કે દુષ્પ્રાપ્ય રહેવાના ગુણથી, કોઈને પણ ફાયદો કરતાં નથી.

તાનસા, વિહાર આદિ સરોવરો મુંબાઈમાં પાણીની છૂટ રહે એટલા માટે બંધાવવામાં આવ્યાં છે. પણ ગામડાઓમાં સુંદરીઓ શિર પર ગાગર ધરી કમર લચકાવતી સરવરતીરે

જળ ભરવા જાય છે તેમ મુંબાઇની મોહિનીઓ કરતી નથી. 'છેક તળાવે જઇને પાણી ભરવા જાય એ બીજી—અમે નહિ,' એમ તેઓ કહે છે અને તેમને અનુકૂળ થાય એટલા માટે ઘરમાં નળની વ્યવસ્થા છેક ત્રીજા ને ચોથા મજલા સુધી કરવામાં આવી હોય છે.

બંગલા, બ્લોક કે ફ્લૅટમાં રહેનારાઓ માટે તો સ્વતંત્ર નળની ગોઠવણ હોય છે, પણ ચાલીમાં રહેનારાઓ માટે સાર્વજનિક નળની યોજના રાખવામાં આવી છે. એ નળ આગળ સ્ત્રીસમૂહ, ઘાટીઓનો સમુદાય ને ક્વચિત પુરુષો પણ ભેગા થાય છે. મુંબાઇમાં પાડોશીઓ એક બીજાને ઘણુંખરૂં નળ આગળ જ મળે છે. તે સિવાય મળવાના એમને ભાગ્યેજ પ્રસંગ આવે છે.

મુંબાઇમાં વરુણ દેવના પ્રતિનિધિ સમા આ નળરાજાનું વ્યક્તિત્વ બહુ પ્રતાપી હોય છે. એમનો મિજાજ હંમેશાં ગરમ રહે છે. દમયંતીને અર્ધ વસ્ત્રે મધ્યરાતે છોડી જનારા નળરાજાની હાંસી કરતા મુંબાઇના નળરાજાઓ ભલભલી માનિનીઓને ધોળે દિવસે બપોરના વખતે છોડી જતાં ગભરાતા નથી. અનેક દમયંતીઓને ગાંડી બનાવીને એ દોડાવે છે. પ્રેમનાં પૂર પોતાના અંતરમાંથી ઠાલવતો હોય એવો આ નળરાજા દેખાવ કરે છે ને હાથમાં ઘડો લઇ દમયંતી આવે છે કે તરત મુખથી સીસકારો બોલાવતો રીસાઇ જાય છે. પતિદેવને આંગળીને ટેરવે રમાડનારીઓ પોતાની કમલકોમલાંગુલિ વડે એને પંપાળે છે, એને લડાવે છે, એના મસ્તક પર ધીમે ધીમે ટપલી મારે છે, પણ કામજિત શંકરસમો એ નળરાજા પોતાની અડગ સમાધિમાંથી ડગતો નથી. ઊઠી ગએલી આવ જેવા, પાણી વગરના બનેલા એ નળને ગાળ દેતી ગૃહિણીઓ ખાલી વાસણો

લઈ જેવી પાછી ફરે છે કે તરત નળમાંથી પાણીની ધાર વહેવા માંડે છે. 'ઓહ! આવ્યો, આવ્યો!' કરી હર્ષોન્મત્ત બની સ્ત્રીઓ પાછી નળ આગળ આવે છે ને 'હમણાં પાણી પડ્યું તે કોઈક બીજે સ્થળેથી-મારામાંથી નહિ; હું તો વર્ષોથી આવોજ છું-સૂકો, નીરસ, તપસ્વી સમો' એમ કહેતો હોય એમ એ નળ પૂર્વ સ્થિતિ ફરી પ્રાપ્ત કરી મોં ચઢાવી બેસે છે. ગૃહિણી પેઠે બાટલીઓને પણ એ ઓછો હેરાન કરતો નથી, આમ છતાં નળનો કોઈ વાંક કાઢતું નથી. કાં તો ઘરધણી કે મ્યુનિસિપાલિટિ કે 'નીચેવાળા'નો જ દોષ, પાણી ન મળે ત્યારે, કાઢવામાં આવે છે. ઉપલે માળે પાણી ન આવતું હોય ત્યારે 'નીચેવાળા! નળ બંધ કરો! ના સનાતન પોકારથી ચાલી આખી ગાજી રહે છે. નીચેવાળા વળી પોતાના નીચેવાળાને કહે છે. દુનિયામાં ઉપરવાળાઓ હંમેશાં નીચેવાળાઓનો જ વાંક કાઢતા હોય છે. એ સનાતન સત્યનો ઉચ્ચાર મુંબાઈની ચાલીઓના નળ આગળ પોકારી પોકારીને કરવામાં આવે છે.

કુરુભૂમિને એવું વરદાન મળેલું કહેવાય છે કે એ ભૂમિ પર જતાં વારને ગમે એવા મિત્રો હોય તે પણ લડી પડે. મુંબાઈમાં પણ નળ આગળની જગાને આવું જ વરદાન મળ્યું હોય એમ લાગે છે. ગમે તેવા ભલા માણસો પણ નળ આગળ જતાં વાર ને લડવાની વૃત્તિવાળા થઈ જાય છે. કોઈને તુંકારો કર્યો ન હોય તેવા માણસો નળ આગળ ગાળ બોલતાં પણ અચકાતા નથી. ગ્રીસમાં એક થરમોપલી છે, રાજસ્થાનમાં એક એક ગામ આગળ થરમોપલી છે, તો મુંબાઈમાં ચાલીએ ચાલીએ પ્રત્યેક નળભૂમિ એ સંગ્રામભૂમિ છે. ભૂલાઈ ગએલી વીરતા ત્યાં જાગ્રત થાય છે. હથિયાર ને શૌર્ય વિનાના માણસોને ત્યાં પાનો ચઢે છે ને પાઘડી પહેરેલા સદ્‌ગૃહસ્થોને ત્યાં બાઝંબાઝી કરતાં

શરમ લાગતી નથી. મુંબાઈનાં હવાપાણી, ભૂતને કબજે કરી શીશામાં પૂરી રાખવામાં આવ્યો હતો તે પ્રમાણે, ઉત્તર હિંદમાંથી ભુવાઓને બોલાવી તેમની મંત્રસાધનાના બળે એક સ્થળે સાથે જકડી લેવામાં આવ્યાં છે. અને એ હવાપાણી એકસામટાં એક જ સ્થળે કોઇને જોવાં હોય તો મુંબઇમાં મળતાં પૂરીપકોડી જોવાં. પૂરીના બે પડ વચ્ચે મુંબાઇની સમગ્ર હવા છૂપાએલી હોય છે ને પૂરીપકોડીવાળાના માટલામાં સારાય મુંબાઈનું પાણી સમાએલું હોય છે. મુંબાઈનાં હવાપાણી તે આ જ.



# ૫ : મુંબઈની રમતગમતો

મુંબાઇનાં હવાપાણી વેપારને માટે જેટલાં અનુકૂળ છે, તેટલાં તબિયતને માટે નથી, એ જાણીતું છે. આથી મેં આગળ જણાવ્યું છે તેમ પહેલવહેલા મુંબાઇ જનારને મુંબાઇ જઇ આવેલાઓ તરફથી તબિયત સાચવવા વિષે અનેક ઉપયોગી સૂચનાઓ મળે છે. એ પ્રમાણે હું પ્રથમ મુંબઇ આવ્યો ત્યારે મને પણ અનેક હિતેચ્છુઓએ ભારપૂર્વક જણાવ્યું હતું: "મુંબાઇ જઇને એકદમ પૈસા કમાવા મંડી ન પડતા. તેમ જ ખરચવા પણ ન મંડી પડતા. પૈસા તો હાથનો મેલ છે. એ જાય તોયે શું ને રહે તોયે શું? પણ તબિયતની ખાસ સંભાળ રાખજો. કામધંધામાંથી જરાતરા પણ ફુરસદ કાઢીને કસરત કરતા રહેજો. ને કસરત ન ફાવે, તો, કંઇ નહિ તો, કોઇ પણ જાતની રમતગમત–

Sport–રમવાનો મહાવરો રાખજો."

રમતગમત તરફ મને અસલથી જ પક્ષપાત છે. કસરત કે કામ કરવા કરતાં રમતગમતમાં ધ્યાન પરોવવું મને સ્વાભાવિક રીતે જ વધારે ગમે છે. પરંતુ નાનપણમાં એ વૃત્તિ એ એક પ્રકારની નિર્બલતા છે એવું મને મોટેરાં ને શિક્ષકો તરફથી સમજાવવામાં આવ્યું હતું. છતાં હજુયે રમતગમત પ્રત્યે મને પહેલાના જેટલો જ પક્ષપાત છે. આથી મુંબાઇ જઇ રમતગમતનો મહાવરો રાખવાની સલાહ મને ઘણી રુચી હતી. અને એ સલાહનો અમલ કરવાનો મેં તે વેળા જ નિશ્ચય કરી લીધો હતો.

પરંતુ મુંબાઈ આવ્યા પછી મને માલૂમ પડયું કે મારા હિતેચ્છુઓની સલાહનો અમલ કરવો બહુ કઠણ છે. કસરત તો મને અસલથી જ માફક આવતી નથી. એનાથી મનને શાંતિ મળતી નથી ને શરીરને વગર કારણનો શ્રમ પડે છે, એવો મારો અનુભવ છે. એટલે કસરતનો સવાલ જ નહોતો. પણ રમતગમતમાં પણ ધ્યાન આપવું, અનેક કારણોને લીધે, મારે માટે અશકય થઇ પડયું. અને તબિયત સંભાળવા હવે મારે શું કરવું, એ મહા ચિંતાનો વિષય થઇ પડયો.

કસરત અને રમતગમતનો સંપૂર્ણ અભાવ છતાં, મુંબાઇના ચાલુ નિવાસ છતાં, મારી તબિયત બગડવી જોઇએ એટલી ન બગડી, ત્યારે મને થયું. 'આમ કેમ? હજી મારી તબિયત, મુંબાઇમાં રહેવાથી બગડવી જોઇએ, એટલી બગડતી કેમ નથી? આનું શું કારણ હશે?' લાંબો વિચાર કર્યા પછી એનું કારણ મને સમજાયું. મુંબાઇમાં રહેનારાઓ ભલે ક્રિકેટ, ટેનિસ, ગિલ્લી દંડા, આટાપાટા ઇત્યાદિ વિલાયતી કે દેશી રમતો ન રમે, પણ એમના જીવનમાં જ રમતગમતનું તત્ત્વ ઓતપ્રોત થઇ ગએલું હોય છે. જાણ્યેઅજાણ્યે દિવસભર એમને વિવિધ પ્રકારની રમત-

ગમતમાં ગૂંથાએલા રહેવું પડે છે. સાચા ખેલાડી–Sportsmanની વૃત્તિ કેળવવાનો અવકાશ મુંબાઈમાં રહેનારાઓને જેટલો મળે છે, એટલો અવકાશ તો કહેવાતી રમતગમતોમાં રચ્યાપચ્યા રહેનારાઓને પણ મળતો નથી. વળી એ રમતગમતનું વૈવિધ્ય પણ આશ્ચર્યકારક છે. તેમ જ એમાં જે સુભવ્ય અનિશ્ચિતતા રહેલી છે તે અજોડ છે અને એ રમતગમતો રમનારની ઇચ્છા પર જરાયે અવલંબતી નથી. મુંબાઇનિવાસીને દરરોજ પરાણે પણ એમાં પ્રવૃત્ત થવું જ પડે છે. હા, એટલું ખરૂં કે ઘણાખરા એને ક્રીડા ગણતા નથી. એ રમત છે એમ ભાગ્યે જ કોઇ જાણે છે. અમુક કાર્યસિદ્ધિને અર્થે જ લોકો એમાં પ્રવૃત્ત થાય છે. આથી ઘણી વાર ક્રીડામાંથી જે આનંદ મળવો જોઇએ તે એ રમતોમાંથી પ્રાપ્ત થઈ શકતો નથી. પરંતુ એક વાર એ સૌ રમતગમત જ છે, એમ જ્ઞાન થયા પછી એમાંથી ઉદ્દેશસિદ્ધિની સાથે આનંદ મેળવવો પણ સુલભ થઈ જશે.

આવી રમતોમાં મુખ્ય સ્થાન ટ્રામ પકડવાની રમતને આપી શકાય. શ્રીમંત લોકોને બાદ કરતાં બધા જ વર્ગના મનુષ્યો એકસાથે કે છૂટા છૂટા આ રમતમાં ભાગ લઇ શકે છે અને દોડવાની કસરત જેટલો કે તેથી વધારે ફાયદો શરીરને આ રમતથી થાય છે. આ રમત બહુ ખર્ચાળ નથી. એક દોડતી ટ્રામ ને દોડવા જોગો લાંબો રસ્તો એટલાં સાધનો એને માટે આવશ્યક છે. આ રમતને અંગે ખાસ પોશાકની જરૂરિયાત નથી. પણ, પગમાં ચંપલ, માથે જલદીથી સરી પડે એવી ચકરી પાઘડી, એક હાથમાં છત્રી, બીજા હાથમાં દશબાર મોટાં પુસ્તકો ને ચાર છેડે પહેરેલું મોટા પનાનું ધોતિયું: આવી સ્થિતિવાળા તરતના જમેલા પુરુષને આ રમતમાંથી વધારે આનંદ મળવાનો સંભવ છે. કંડક્ટર જો દોડતા માણસને જોઇને ટ્રામ

અટકાવે તો રમતનો બધો રસ માર્યો જાય. બીજા દેશના કંડક્ટરો કેવા હશે તે હું જાણતો નથી, પણ સદ્‌ભાગ્યે મુંબાઇના કંડક્ટરોની ક્રીડાવૃત્તિ એવી પ્રબળ હોય છે કે તેઓ ટ્રામ કદી અટકાવતા નથી, પણ સાચા ખેલાડીને છાજે એમ તટસ્થ ભાવે દોડતા મનુષ્ય સામું જોઈ રહે છે. કેટલાક તો એટલા ઉદાર હોય છે કે દોડતો મનુષ્ય બગલમાં છત્રી મારી, પાઘડીને ને પોતાની કાયાને સરી પડતાં જેમતેમ બચાવી હાંફતો હાંફતો ટ્રામ પકડી પાડી ઉપર ચડવા પ્રયત્ન કરે, કે તરત તેઓ 'જાગા નહિ! દૂસરી ગાડી!' કહીને તેમને ધક્કો મારી ઉતારી મૂકી બીજો દાવ આપે છે.

આ પ્રકારના દૃશ્યથી પ્રેક્ષકોને આનંદ થાય છે, પણ રમનારની ક્રીડાવૃત્તિ પ્રબળ ન હોય, તો એનાથી આનંદ લઇ શકાતો નથી. 'આ રમત છે ને ઉદાર કંડક્ટરે મને બીજો દાવ આપ્યો' એમ એ સમજે તો દૃષ્ટિમર્યાદાથી દૂર સરી જતી ટ્રામ જોતો, હાંફતોહાંફતો પણ એ આનંદ ભોગવી શકે. આ રમતમાં રહેલી અનિશ્ચિતતા ક્રિકેટ આદિ ક્રીડાની અનિશ્ચિતતા કરતાં જરાયે ઓછી ભવ્ય નથી. અને જ્યારે ગાડીવાળા ને ટેક્સીવાળા આ રમતમાં વગર કહે ઊતરી પડે છે, ત્યારે એ અનિશ્ચિતતા હજારગણી વધી જાય છે. ટ્રામ પકડવા દોડતા આદમીને જોઇને કોણ જાણે કયાંથી મોટર, ટેક્સી ને ગાડીઓની હારની હાર ફૂટી નીકળે છે અને દોડતો મનુષ્ય ને દોડતી ટ્રામએ બેની વચ્ચે આવીને ઊભી રહે છે,–ઊભી રહેતી નથી પણ સાથે જ દોડવા માંડે છે. દોડતો મનુષ્ય ગભરાટથી આ મોટર ને ગાડીઓની હારમાળા નિરખી રહે છે, ક્ષણભર હતાશ થાય છે, પણ હમણાં 'આ હારમાળા પૂરી થશે ને ટ્રામને હું પકડી શકીશ'

એમ ધારી જરા થોભી, થોડી વાર હાંફી લઇ, ગતિ વધારીને પાછો દોડવા માંડે છે. એચાર મિનિટ શરત ચાલે છે ને પાછી એને ટ્રામ દેખાતી બંધ થાય છે. થાંભલો પકડીને એ ઊભો રહે છે, કૂતરાની માફક જીભ બહાર કાઢી હાંફે છે, ને ચિત્રપટનાં ચિત્રોની માફક મોટર, ટેક્સી, ગાડી ઇત્યાદિ એની આગળથી પસાર થઇ જાય છે. આ રમત વારંવાર રમવી ઇષ્ટ નથી. એમાં થાક વધારે લાગે છે ને મઝા ઓછી પડે છે. પણ પરાજયમાં પણ આનંદ માની લેવાનો પ્રત્યેક ખેલાડીને આવશ્યક એવો ગુણ કેળવવાનો એમાં ઘણો અવકાશ મળે છે.

ટ્રામ પકડવાની જેવી જ બીજી રમત તે રસ્તો ઓળંગી સામી બાજુએ જવાની છે. ટ્રામ પકડવાના કરતાં પણ એમાં જોખમ વધારે સમાએલું છે. અને હાલના જમાનામાં 'Live dangerously' (જોખમભરી જિંદગી ગાળો) એવો જે ઉપદેશ આપણને કરવામાં આવે છે તેની સિદ્ધિ પણ એ રમત દ્વારા સાધી શકાય છે. ધર્માચાર્યો ને વીમા કંપનીના એજન્ટો કરતાં પણ વધારે સફળતાથી આ રમત જીવનની ક્ષણભંગુરતાનું દર્શન કરાવી શકે છે. ચોપાટી પર રહેતા મારા એક પરિચિત ગૃહસ્થ, આ રમતને પ્રભાવે, જીવનની ચંચળતા એટલી સરસ સમજી ગયા છે, કે એ જ્યારે જ્યારે બહાર નીકળે છે, ત્યારે ત્યારે, કેસરિયાં કરી રણાંગણમાં જતા વીર રજપૂતની પેઠે, સગાંવહાલાંની છેલ્લી વિદાય લઇને જ નીકળે છે. આ રમતમાં આટાપાટા ને પોલોનું બહુ સુંદર ને સુભગ મિશ્રણ થએલું હોય છે. દશબાર ફૂટનો રસ્તો ઓળંગી તમારે સામી બાજુના ફૂટપાથ પર જવાનું હોય છે અને તમને એ કાર્ય કરતાં અટકાવવાને સામા પક્ષ તરફથી દશ હજાર મોટર, સાઇકલ, મોટર સાઇકલ, ગાડી, ટ્રામ આદિ હોય છે. લાગ જોઇને એ બધાની નજર ચૂકવીને

ગભરડી મૂકી તમે સામી બાજુએ જવાનો યત્ન કરો છો. એમે કંઈ જોતા જ નથી એવો ઢોંગ કરી એ તમને જરા જવા દે છે ને તમે જેવા રસ્તાની મધ્યમાં આવો કે તરત ચારે બાજુએથી તમારા પર ધસારો કરે છે. આ ધસારો જોઈ હતાશ થઈ અહીંથી કયી હોસ્પિટલ વધારે પાસે પડે એનો વિચાર કરતાં તમે ઊભા રહો છો ને જેટલી ત્વરાથી ધસારો કરવામાં આવ્યો હતો, એટલી જ ત્વરાથી અટકી જાઓ છો. તમે ફરી ચાલવા માંડો છો. લગભગ રસ્તાને છેડે આવી પહોંચ્યો છો કે ફરી અણધાર્યો હલ્લો આવે છે. આ વખતનો હલ્લો એવો ભયંકર હોય છે કે તમે આંખ મીંચી ઇશ્વરનું સ્મરણ કરી મરણને ભેટવા તૈયાર થઈ જાઓ છો, અથવા મરણિયા બની સામી બાજુ જવાનો પ્રયાસ ચાલુ રાખી એકાદ સાયકલ કે ગાડીની અડફટમાં આવી સામા ફૂટપાથ પર ઊછળીને પડો છો. આ રમતને પરિણામે વિજય, મોત કે હોસ્પિટલ એ ત્રણ-માંથી એકની તો પ્રાપ્તિ થાય જ છે. આ રમતનું નિયમન કરનાર 'રેફરી' તરીકે ખાસ સરકાર તરફથી એક પોલિસની નિમણુંક કરવામાં આવે છે. અને એ પોલિસ પણ ઘણો જ ખેલાડી હોય છે. પોતાનો હાથ આડો ધરી એ સામા પક્ષના મોટર આદિને મેદાન પર આવતાં અટકાવીને તમને રમતના ખુલ્લા મેદાનમાં જવા લલચાવે છે. તમે જાઓ એટલે હાથ ખસેડી લઈ પોતાની પાછળ એકઠા થએલા સામા પક્ષના સૈન્યદળને એ તમારા પર છોડી મૂકે છે. તમે ગભરાઈ જાઓ, એટલે પાછું તેનું નિયમન કરી તમારો રસ્તો મોકળો કરે છે. તમે ચાલવા માંડો એટલે પુનઃ એ તમારૂં ને સામા પક્ષના ભિલ્લુઓનું સંઘર્ષણ થાય, એવી યુક્તિ રચે છે. એના હાથની ચાલાકી પર આવી રમતનું ભાવિ અવલંબે છે અને ગમે તેવા કુશળ

રમનારને એ પોતાના હસ્તવ્યાપાર વડે છેતરી શકે છે.

શિકારના જેવી, પણ એના જેવી ક્રૂર નહિ એવી રમત તે ઘર શોધી કાઢવાની છે. એ રમતમાં હંમેશ પ્રવૃત્ત થવું પડતું નથી. પણ એ રમત રમ્યા સિવાય કોઈ પણ મુંબાઈ નિવાસીનો છૂટકો થતો નથી. એ રમતમાં આપેલા અચોક્કસ સરનામા પ્રમાણે કોઇ ચોક્કસ મનુષ્યની ઓરડી શોધી કાઢવાની હોય છે. આ રમતમાં પ્રથમ જ પ્રવૃત્ત થનારને એ કાર્ય અત્યંત સહેલું લાગે છે. ગજવામાં સરનામાની કાપલી લઇને નીરાંત જીવે એ નીકળી પડે છે. પણ જ્યારે છસાત કલાક મુંબાઇના રસ્તાઓ પર રખડી રખડી ચાળીશેક ચાલીના પાંચ પાંચ દાદરો ચઢી-ઊતરી એ થાકીને, ઘર શોધી કાઢ્યા વગર પાછો ફરે છે, ત્યારે એને આ રમત સહેલી નથી એનું ચોક્કસ ભાન થાય છે. મારે આ રમત અનેક વાર રમવી પડી છે. અને બે વાર તો હું છેક પરાજિત થઇને વીલે મોઢે પાછો ફર્યો હતો. મારો અનુભવ છે ધારેલું મકાન જડ્યા પછી પણ ધારેલી ઓરડી જડતી નથી. જે મનુષ્યની શોધ આપણે કરતા હોઇએ તે બહુ પ્રતિષ્ઠિત હોય, આખા મુંબાઇમાં અને મુંબાઇ બહાર એનું નામ દરેકને મુખે રમતું હોય તોપણ એની જોડેની ઓરડીમાં રહેનારા માણસે એનું નામ સાંભળ્યું હોતું નથી. જેને જેને આપણે પૂછીએ તે તે સર્વ 'હું નથી જાણતો' એટલો જ જવાબ આપે છે. આ રમતથી સ્વાશ્રય ને સંયમના ગુણ ખીલવવાની બહુ તક મળે છે. અજાણી જગા પૂછતાં શોધી કાઢીશું એવો ફાંકો રાખનારનું અભિમાન આ રમત ઓગાળી નાંખે છે. મુંબાઈમાં કોઈ પણ માણસને કોઈ પણ રસ્તાની અથવા કોઈ પણ જગાની જરા યે માહિતી નથી, એમ માનીને જ ઘર શોધવાની રમતમાં પ્રવૃત્ત થવું ઇષ્ટ છે. 'હું જાણતો નથી' એટલું જ વાક્ય, જેને આપણે

પૂછીએ તે બોલતો હોય તો બહુ નુકસાન નથી. પણ કેટલીક વાર–ઘણી વાર–ઘણા મનુષ્યો, કાં તો પોતાનું અજ્ઞાન ઢાંકવા, કે કાંતો જાણી જોઇને આપણને હેરાન કરવા, ખોટો જ રસ્તો બતાવે છે.

એક વખત 'બોડીગાર્ડ લાઇન્સ' નામની ચાલી મારે શોધવાની હતી. બેએક કલાક ભમ્યા પછી હું એ જગાએ જઇ પહોંચ્યો. ઓટલા પર બેઠેલા ઘાટીને મેં પૂછ્યું: 'બોડી-ગાર્ડ લાઇન્સ' આ કે? 'નહિ. શેઠ! એ નહિ' એણે જવાબ દીધો અને મોક્ષના દરવાજા આગળ આવીને ફરી પાછો હું જન્મ-મરણના ચક્રાવામાં પડયો! આસપાસનાં અનેક મકાનો હું જોઈ વળ્યો, પણ સ્વાભાવિક રીતે જ મારી શોધ નિષ્ફળ નીવડી. એ જ મકાન બોડીગાર્ડ લાઇન્સને નામે ઓળખાતું હતું, છતાં ઘાટીએ મને ના કેમ કહી હશે તે હજી હું સમજી શકયો નથી. કેટલીક વાર પરણેલી સ્ત્રીની અટક પેઠે મકાનોનાં નામ બદલાઇ જાય છે. શોધનારને એ બદલાએલા નામની ખબર હોતી નથી અને મકાનનું જૂનું નામ દે તો એ બિચારો ભટકયાં જ કરે છે. એક વખત 'તુલસીભવન'ની મેં ત્રણ દિવસ લાગલાગટ શોધ ચલાવી હતી. ચોથે દિવસે થાકીને પથારીમાં સૂતો હતો ત્યારે એક મિત્રે જણાવ્યું કે: 'તુલસીભવન' હવે 'દાદા બિલ્ડીંગ'ને નામે ઓળખાય છે ને એ નામ દઇને તમે પૂછશો તો તરત જડશે.

આ ઉપરાંત કેટલીક વાર મચ્છર ઉરાડવાની રમત પણ રમવા મળે છે. એ રમત રાતે સૂતાં સૂતાં રમવાની હોય છે. કોણ જાણે કયાંથી બેચાર મચ્છર આવીને આપણા કાનમાં 'ગુણુણુણુ–' કરીને નાસી જાય છે. અર્ધનિદ્રિત અવસ્થામાંથી પૂરેપૂરા જાગી જઈ આપણે કાન પર જોરથી થાપટ મારીએ છીએ.

એટલામાં એ મચ્છર નાકને ટેરવે કરડે છે. ખૂબ બળપૂર્વક હાથ ઉપાડી આપણે નાક પર બેઠેલા મચ્છરને પ્રહાર કરવા જઈએ છીએ. મચ્છર ઊડી જાય છે ને નાક ભાંગી ગયું કે શું, એમ લાગવાથી બેઠા થઈ જઈ આપણે નાકમાંથી લોહી નીકળે છે કે નહિ તે અંધારામાં જોવા પ્રયત્ન કરીએ છીએ. એકાદ ઝોકું આવી જાય છે ને વળી પાછો કાનમાં ગુણગુણ અવાજ આવે છે. ખીજવાઈને ઓઢવાનો ચારસો જોરથી આપણે હવામાં ઝાપટીએ છીએ ને બાજુમાં સૂતેલી વ્યક્તિ "ઓ! કેમ? શું? કોણ છે?" એમ બૂમ મારતી જાગી ઊઠે છે. "કોઈ નહિ, એ તો મચ્છર' એવો આપણો જવાબ સાંભળી "શું કામ છે? કાલે આવજે' કહીને એ વ્યક્તિ પાસું ફેરવી સૂઈ જાય છે, ને રાત્રિના એકાન્તમાં, અંધારામાં, મચ્છર સાથેની આપણી રમત ફરી શરૂ થાય છે.

આ ઉપરાંત પરામાં રહેનારાઓ માટે ટ્રામ પકડવા જેવી જ ટ્રેન પકડવની રમત હોય છે. પણ એ રમતમાં પરામાં રહેનારાઓ, 'પાંચ ઓગણપચાસ,' 'છ છપ્પન,' 'ત્રણ તેતાળીસ' ઇત્યાદિ મંત્રોનો જપ કરી કરી એવા પાવરધા થઈ ગયા હોય છે કે એ રમતમાં રહેલી અનિશ્ચિતતાનો એમને ભાગ્યે જ અનુભવ થાય છે. પણ મુંબાઈમાં રહેનારાને કોઈક વખત જ્યારે એ રમત રમવી પડે છે, ત્યારે એને રમતમાં રહેલી અનિશ્ચિતતાનો પૂરેપૂરો અનુભવ થાય છે. ઘેરથી ખૂબ ઉતાવળ કરી એ દોડતો સ્ટેશને પહોંચે છે, ત્યારે ક્ષિતિજમર્યાદામાંથી સરી જતી ટ્રેનને જોઈ એને જે લાગણી થાય છે તેનો ઉચ્ચાર સરખો પણ એનાથી થઇ શકતો નથી. કેટલીક વાર મહા મહેનતે ટ્રેનને પકડી એ એમાં આનંદથી અભિમાનથી ગોઠવાઇ જાય છે ત્યારે ટ્રેન ચાલ્યા પછી એને માલૂમ પડે છે, કે જે સ્ટેશને એને ઊતરવાનું છે તે સ્ટેશને

ટ્રેન ઊભી રહેતી નથી ! ટ્રેન પકડવાની આ રમતમાં એવા વિવિધ પ્રકારના અનુભવો મળે છે કે, અનુભવ પરથી માણસ ઘડાતો હોય તો દરેક મનુષ્યને માટે ટ્રેન પકડવાની રમત ફરજિયાત બનાવવી જોઇએ.

આ અને આવી અનેક રમતો મુંબાઇવાસીઓનાં જીવનમાં ગૂંથાઇ જઇને એમની સુખાકારી સાચવી રહી છે.



# ૬: વાહનો અને વાહનવાળાઓ

મુંબાઇના રસ્તા એટલા લાંબા છે કે જોતાં જ થાક લાગે. મુંબઇના માણસોને સમયની એટલી કિંમત હોય છે કે પગે ચાલીને અમુક સ્થળે જવામાં વખત બગાડવાનું નિંદ્ય કાર્ય તેઓ કદી કરે નહિ, તેમજ વીસત્રીસ માઇલ દૂર રહીને પણ મુંબાઇમાં નોકરી કરનારાઓ અનેક છે. આ સર્વ કારણોને લીધે મુંબાઇવાસીઓની સગવડ સાચવવા ખાતર એરોપ્લેન સિવાયના પ્રત્યેક પ્રકારના વાહનની અનુકૂળતા મુંબાઇમાં રાખવામાં આવી છે. પરામાં રહેનારાઓ માટે રેલ્વે ટ્રેન, મુંબઇતગમાં વસનારાઓ માટે ઘોડાગાડી, ટ્રામ, બસ, ટેક્સી ઇત્યાદિ અનેક વાહનો છે. એ પ્રત્યેક વાહનનું ને વાહનનું નિયમન કરનારાઓનું નિરનિરાળું વ્યક્તિત્વ છે.

સર્વ વાહનોમાં સૌથી પ્રથમ નજર ઘોડાગાડી તથા ટેક્સી

ખેંચે છે. સ્ટેશન પરથી ઊતરતાંને વાર પ્રેક્ષકની નજર પહેલ-વહેલી ટેકસીઓ તથા ગાડીઓની હાર પર પડે છે. એને ને એના સામાનને ઘેર લઇ જવા માટે કેટલા ય મોટરવાળા ને ગાડીવાળા ત્યાં હાજર રહેલા હોય છે ને એને જોતાંને વાર એની આસપાસ તેઓ વીંટળાઇ વળે છે ને નોકરી માંગતા બેકારોની પેઠે કાકલુદીભરી આજીજી કરે છે. એનું હૃદય હર્ષથી ફૂલાઇ જાય છે, એ અનેકમાંના એકાદની વિનંતીનો ભોગ થઇ પડે છે ને ઘેર જતાં એનું પાકિટ હલકું થાય છે.

વાહનોની દુનિયામાં ટેકસી તથા ગાડીનું સ્થાન સર્વશ્રેષ્ઠ છે. ખાનદાન, ધનાઢય ને કુલીન ગણાતા કુટુંબ સાથે એને સરખાવી શકાય. બસ સામાન્ય નોકરીઆત વર્ગ જેવી, ને ટ્રામ તથા ટ્રેન સમાજના નીચલા થર જેવી છે. ટેકસી તથા ગાડી સ્વતંત્ર છે, એને કોઇ જાતનાં બંધન નડતાં નથી, એ સર્વત્ર વિચરી શકે છે ને એનો આશ્રય લેનારને, તેના પાકિટનો ભાર હલકો કરી, સ્વતંત્રતાનો સ્વાદ ચખાડે છે. બસને તો નિયત કરેલા માર્ગે જવાનું હોય છે ને પોતાને શરણે આવનારા પાસેથી નક્કી કરેલી રકમ કરતાં વધારે પૈસા એનાથી પડાવી શકતા નથી. ટ્રામ ને ટ્રેનને પણ નક્કી કરેલા માર્ગે ને તે પણ પ્રણાલિકા સમા પાટાને આધારે જ જવાનું હોય છે. હલકામાં હલકો મનુષ્ય પણ એની માલિકીનો દાવો કરી શકે છે.

રેસસટ્ટામાં અણધારી રીતે કમાએલા, શેઠનું ઉતાવળે કામ કરવા માટે વાહનભાડું મળવાની આશાવાળા અને ધનાઢય પુરુષો સિવાય ટેકસીનો ઉપયોગ કરનારા ઓછા હોય છે. ટેકસીવાળા જાણતા જ હોય છે કે પોતાને ઘરાક પ્રમાણમાં ઓછા મળે છે એટલે ઘરાકોને લલચાવવા તેઓ હંમેશ નવનવી યુક્તિઓ કર્યાં કરે છે. બસની વાટ જોઇ જોઇ કંટાળેલા મનુષ્યોને

ભેગા કરી તેમની પાસે બસ જેટલુંજ ભાડું લઇ ધારેલે સ્થળે એઓ તેમને મૂકી આવે છે. સમય ને અંતર મુજબ તેમનું ભાડું નક્કી થાય છે ને તે નક્કી કરવા માટે મિટર પણ હોય છે, છતાં મંદીના વખતમાં ઓછે ભાડે પણ તેઓ ઘરાકોને લઇ જાય છે, ને બીજાં બધાં વાહનવાળાઓ કરતાં સલામી ભરવાની કળામાં એ બહુ પાવરધા હોય છે. ચાતકની પેઠે વરસાદની એ લોકો રાહ જોતા હોય છે. વરસાદના વખતમાં બીજાં વાહનોને અભાવે શરદીથી અથવા કપડાં બગડવાથી બીતાં ઘણાયે સ્ત્રીપુરુષો ટેકસીનો આશ્રય લે છે. રેસમાં જનારા અથવા આંકફરક રમનારા માટે ક્વચિત એઓ કયો ઘોડો પહેલો આવશે અથવા કયો આંકડો આવશે તેની 'ટીપ' પણ લઇ આવે છે ને એ રીતે ઘરાકી બાંધે છે.

પોતાને છોડીને ટ્રામ જેવા હલકાં વાહનોનો આશરો લેનાર પર એમને તથા ગાડીવાળાઓને અત્યંત તિરસ્કાર હોય છે; અને એ તિરસ્કાર વ્યક્ત કરવા માટે તેઓ ટ્રામ અને ટ્રેન પકડવા દોડતા મનુષ્ય વચ્ચે હંમેશાં પોતાની ગાડી લાવે છે; જેમ જેમ ટ્રામ પકડવા દોડતો માણસ પોતાની ગતિમાં વધારો કરે છે તેમ તેમ એ પણ પોતાના વાહનની ગતિ વધારે છે, ને ટ્રામ પકડવા ઇચ્છનારાને એકાદએ ટ્રામ તો ચૂકાવી દે છે. ને પછી 'કેમ સાહેબ, ગાડી લાવું ?' એમ પ્રશ્ન પૂછી પોતાના ગૌરવનું તેને ભાન કરાવે છે. રસ્તે ચાલતા માણસ તરફ પણ એમને ખાસ કંટાળો હોય છે. તેમને પજવીને ઠેકાણે લાવવા એ જાતજાતની યુક્તિ કરે છે. રસ્તે ચાલનાર માણસની પાછળ, એને ખબર ન પડે એવી રીતે જઇ, ટેકસીવાળાઓ સહસા જોરમાં ભૂંગળું વગાડે છે. ચાલતો માણસ ચમકીને ફરે છે. પાછળ યમદેવના દૂત સમી મોટર જુએ છે ને એકી સાથે ડાબી તથા

જમણી બંને બાજુએ ખસવા જાય છે ને પોતાની હાર કબૂલ કરતો હોય તેમ જમીન પર પડી ટેકસીવાળાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે. આ ઉપરાંત જો એ માણસ એક બાજુએથી બીજી બાજુએ જવાનો પ્રયત્ન કરતો દેખાય તો એ પ્રયત્નમાં કેટલું જોખમ રહેલું છે તેનો ખ્યાલ પણ બહુ જ સચોટતાથી ટેકસીવાળાઓ કરાવી શકે છે.

ગાડીવાળાઓ પગે ચાલનારને છેક આટલો બધો હેરાન કરતા નથી. તેનું કારણ એમ નથી કે તેઓ એમ કરવા માંગતા નથી પણ તેમની એટલી શકિત હોતી નથી. તેઓ પણ બનતું કરી છૂટે છે. પગે ચાલનારની જોડે જોડે થોડે સુધી ગાડી ચલાવી પછી તેઓ એના સામું દયાર્દ્ર દષ્ટિથી જોઇ પૂછે છે: 'કેમ સાહેબ, ગાડી લાવું ?' 'ના' કહી ચાલનાર જાણે કંઇ બન્યું ન હોય તેમ આગળ વધે છે. ગાડીવાળો એની પાછળ પાછળ જઈ થોડી વાર રહી પાછો પ્રશ્ન પૂછે છે: 'કેમ સાહબ, ગાડી લાવું ?' જરા ખીજવાઈ પેલો ચાલનાર તિરસ્કારથી ના કહે છે. પરંતુ હતાશ થયા વિના ગાડીવાળો એની પૂંઠે પડે છે. થોડે દૂર જઇ વળી પાછો 'કેમ સાહેબ, ગાડી જોઇશે ?' એ પૂછે છે: 'એક વાર તો ના કહી તને ! કેટલીકવાર પૂછે છે ?' અત્યંત તિરસ્કારભર્યો એને જવાબ મળે છે. છતાં ય એ ગભરાતો નથી. પાછો બરાબર જોડે જોડે એ હંકારે છે ને પછી પ્રશ્ન પૂછતો હોય તેવા મુખે પેલા ચાલનારને જુએ છે ને આંગળી ઊંચી કરી પોતાનો મનોભાવ જણાવે છે. ચાલનાર મૂંગો રહે તો પાછો પ્રશ્ન પૂછે છે: 'કેમ સાહેબ, ગાડી?' ચાલનાર મનુષ્ય આખરે કંટાળીને ગાડી કરે છે અથવા મૂંગો મૂંગો ચાલ્યા કરે છે. જો એ ગાડી નથી જ કરવાનો એમ ગાડીવાળાને લાગે તો એના ડીલ પર આવે એમ ઘોડાને વાળી એ ગાડી ફેરવી લે છે. પેલા ચાલનારને છાંટા ઊડે એમ એના

આમું જોઇ રસ્તા પર જોરથી થૂંકે છે ને ન સમજાય એવા શબ્દો બબડતો ચાલ્યો જાય છે.

મુંબાઇની ગાડીઓ બીજા શહેરોની ગાડીઓ જેવી હોતી નથી. સગરામ, એક્કા, ઇત્યાદિ કનિષ્ઠ પ્રકારની ગાડીઓ બિલકુલ હોતી જ નથી, પણ બધી જ વિકટોરિયાઓ હોય છે. વિકટોરિયા નામ એ પ્રકારની ગાડીઓનું શાથી પડયું હશે તે વિષે ચોક્કસ કહી શકાતું નથી. પરંતુ એક ગાડીવાળાના કહેવા પ્રમાણે વિકટોરિયા રાણી જ્યારે મુંબઈ આવેલાં ( કયારે તેની એને કે બીજા કોઇને ખબર નથી) ત્યારે આવી જ ગાડીમાં આખો વખત ફર્યાં હતાં. આ ઉપરથી એનું નામ વિકટોરિયા પડયું. વિકટોરિયામાં વારંવાર ફરેલા મારા એક મિત્ર કહે છે કે એ વાહન બહુ જ જૂનું-છેક વિકટોરિયાના જમાના જેટલું છે એમ બતાવવા એ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. બીજા એક ગૃહસ્થ માને છે કે વિકટોરિયા રાણી બહુ જ લોકપ્રિય હતાં, તેમ આ વાહન સૌથી લોકપ્રિય છે એમ એ શબ્દનો પ્રયોગ દર્શાવે છે. પરંતુ મને લાગે છે કે આમંનું એકે કારણ વાસ્તવિક નથી. વિકટોરિયા શબ્દ Victory (વિકટરી=ફતેહ) પરથી આવેલો છે. વિકટોરિયા હાંકનારાઓ ઘરાક સાથે હંમેશા લડતાજ હોય છે. અને એ લડાઈઓમાં વિજય એમને જ વરે છે. આથી એમના વાહનનું નામ વિકટોરિયા રાખવામાં આવ્યું છે. અથવા વિકટોરિયા રાણી પરણેલાં હતાં, છતાં ઘરમાં તો શું પણ આખા દેશમાં કારભાર એમનો ચાલતો-એમના પતિનો નહિ, તે જ પ્રમાણે વિકટોરિયામાં બેઠેલો માણસ એમ માને કે વિકટોરિયા મારી મરજી મુજબ હંકાય છે, પણ વસ્તુતઃ તેમ હોતું નથી. એટલા ખાતર પણ એને વિકટોરિયાનું બિરુદ મળ્યું હોય એમ સંભવે છે.

'વિકટોરિયા'–માં ભરાઈ જાય એવું એ નામ સાંભળી પ્રથમ તો એમ લાગે કે આમાં એક્કા અથવા સગરામ કરતાં ઘણા વધારે માણસનો સમાવેશ થઇ શકતો હશે. પરંતુ ત્રણથી વધારે માણસ વિકટોરિયામાં નીરાંતે બેસી શકે એમ હોતું નથી. સામી બાજુએ એક માણસ જરા કષ્ટ વેઠીને, બે માણસ હેરાન-ગતિ ભોગવીને અને કવચિત ત્રણ માણસ અત્યંત કષ્ટ વેઠી તથા ટાંટિયા બહાર લબડાવી બેસે છે ખરા, અને આમ કોઇ કોઇ વાર છ માણસોનો પણ વિકટોરિયામાં સમાવેશ કરવામાં આવે છે. પરંતુ એમ તો દાબી દાબીને ગુણમાં પણ માય તેનાથી બમણું કયાં સમાવવામાં નથી આવતું? ત્રણ મનુષ્યો જ લઇ જવાનો એને પરવાનો છે, પણ ત્રણથી વધારે, ઉપર કહ્યું તેમ કેટલીક વાર તો છ સુધી માણસોને વિકટોરિયાવાળા બેસાડે છે. સગવડ કરતાં સંખ્યા તરફ (માણસની તેમજ પૈસાની) એનું ધ્યાન વધારે રહે છે. 'ત્રણ માય ત્યાં પણ અમે છ બેસાડી શકીએ છીએ' એવા અભિમાનથી એ જ્યારે ગાડી હંકારે છે, ત્યારે અંદર બેઠેલાઓ આંચકા ખાતા એકબીજા સાથે અફ-ળાતા 'કંઇ નહિ, ચાલવું તો નહિ પડે; ને કેવા આપણે છ બેઠા,' એમ કહી સંતોષે, કંઇક ગર્વનાં વચનો ઉચ્ચારી પોતાને પડતી અગવડને ભૂલવા પ્રયત્ન કરે છે.

વિકટોરિયાવાળાઓની દુનિયા જુદી જ હોય છે. આપણી સાથે, સામાન્ય જગતના સામાન્ય મનુષ્યો સાથે તેઓ ભળે છે, પણ તેનાથી અસ્પૃષ્ટ રહે છે. ઘરાકો જોડે મિત્રથી યે વધારે મમતાથી તેઓ વર્તે છે, પણ પોતાની દુનિયા બહાર એમને કોઇ સાથે મૈત્રી હોતી નથી. જગત કેટલું ચંચળ છે, એનો તેમને પ્રતિપળે અનુભવ થતો હોવાથી, ચોવીસ કલાકમાં ચોવીસ માણસોની સાથે પ્રસંગ પડવાથી ને ચોવીસ માણસ સાથે પડેલા

પ્રસંગ પરથી હજાર જાતની ખાસિયતોનાં દર્શન થવાથી એ કોઇ મહર્ષિની પેઠે આ પામર જગત તરફ દૃષ્ટિનિક્ષેપ કરે છે. 'એ તો બધું એવું જ હોય' એમ એ માને છે. એને પકડવા માટે કાયદાની જાળ ચારે તરફ પ્રસરેલી હોય છે પણ એ કાયદાને ને તે ઘડનારાઓને ઘોળીને પી ગયો હોય છે. ઘોડાના સતત સહવાસે એણે જાનવરનાં ને ગાડીમાં બેસનારાઓના સહવાસે મનુષ્યોનાં લક્ષણોનું સંપૂર્ણ જ્ઞાન મેળવી લીધું હોય છે. 'જેના હાથમાં ચાબુક છે તે જ જાનવર તેમજ માણસ પર શાસન કરી શકે છે' એ સૂત્ર એને હસ્તામલકવત્ થઇ ગયું હોય છે.

મુંબાઇમાં ગાડીવાળાઓ ઘોડાની સંગતિ સેવીને તીવ્ર બુદ્ધિના થઈ ગયા હોય છે. ઘોડો જેવી રીતે અન્ય પ્રાણીઓ તરફ તિરસ્કારથી જુએ છે અને તેમને પોતાના કરતાં ઓછી અક્કલનાં ગણે છે, તેજ પ્રમાણે ગાડીવાળાને પણ બીજા મનુષ્યોની બુદ્ધિ માટે હંમેશ હલકો અભિપ્રાય હોય છે. પગે ચાલનારાઓ તરફ તો એમને અનહદ તિરસ્કાર હોય છે. બીજે સ્થળે ગાડી-વાળાઓ પગે ચાલનારને રસ્તો આપવા માટે ઘંટડી વગાડે છે, તેમ મુંબઇના ગાડીવાળાઓ કરતા નથી. તેઓ મોંઢેથી 'એઈ એઇ એઇ! અબે ખસ!' એમ, કૂતરાને હાંકતા હોય, તેવી રીતે વચ્ચે ચાલનારને સંબોધે છે.

ઘરાક મેળવવા માટે ગાડીવાળાઓ વચ્ચે હંમેશ ભારે રસાકસી ચાલતી હોય છે. એકનો ઘરાક પડાવવા બીજો હંમેશ ઉત્સુક હોય છે, અને ભોગજોગે એક ગાડીવાળા સાથે નક્કી કર્યા પછી આપણે બીજાની ગાડીમાં બેસીએ, તો આપણને અભ્યસ્થાને પહોંચવાનો વારો આવતો જ નથી. બંને ગાડીવાળા વચ્ચે દારુણ યુદ્ધ જામે છે અને તે એટલો વખત ચાલે છે કે આપણે કંટાળીને બની શકે તો યુદ્ધ નિરખવા ભેગા મળેલા ટોળામાં

છાનામાના ઘૂસી જઈ પગે ચાલી નાંખીએ છીએ.

એક વખત મેં હાથની ઇશારત વડે એક ગાડીવાળાને બોલાવ્યો. એકને બદલે બે આવ્યા. બંનેએ 'મને બોલાવ્યો' એમ કરી લડવા માડયું. હું વધારે સારી દેખાતી ગાડીમાં બેઠો. ગાડીવાળાએ ગાડી ચલાવવા માંડી. પણ બીજો એમ હતાશ થઈને સમરભૂમિ છોડી જાય એવો નહોતો. એણે અમારી જોડાજોડ, અમને ગટરની પાસે જવું પડે એવી રીતે, પોતાની ગાડી હાંકવા માંડી. મારા ગાડીવાળાએ પુણ્યપ્રકોપ પ્રદર્શિત કર્યો અને પછી વાગ્યુદ્ધ શરૂ થયું. હિંદી ભાષા ગાળ દેવા માટે કેવી સુંદર છે એ સત્ય મારા મગજમાં ઠસાવતાં બંનેએ દ્વંદ્વ યુદ્ધ-ગાડી હાંકતા હાંકતા બેઠક ઉપર ઊભા થઈને-આરંભ્યું. બંને ગાડીના ઘોડા પણ આ અદ્‌ભુત યુદ્ધ નિહાળી થંભી ઊભા રહ્યા. 'આમ તમને લડવું નહિં ફાવે. નીચે ઊતરીને લડો' મેં કહ્યું. પણ લડવાના ઉત્સાહમાં મારી સલાહ કોઈએ સાંભળી નહિ. આખરે બંને લડતા લડતા જમીન પર, જોઈએ તે કરતાં કંઈક વધારે જોરમાં આવ્યા અને બંનેને છેવટનો નિકાલ ઘરમેળે લાવવાની સૂચના કરી હું ગાડીમાંથી ઊતરી રસ્તે પડયો. પણ બીજે દિવસે મારે મેજીસ્ટ્રેટ આગળ સાક્ષી પૂરવા જવું પડયું. અને આમ વખત બચાવવા જતાં ઊલટો હું વધારે હેરાન થયો.

પૈસા પડાવવાની એમની પાસે જાતજાતની યુક્તિઓ હોય છે. મુંબાઈથી અપરિચિત લાગતા મનુષ્યને તો એ 'મૂંડે' જ છે. હું પહેલવહેલા મુંબાઈ આવ્યો ત્યારે મને એનો આબાદ અનુભવ થયો હતો.

ગ્રાન્ટરોડથી મારે પન્નાલાલ ટેરેસ જવું હતું. મને રસ્તાની કંઈ પણ માહિતી ન હોવાથી ગાડીવાળાને પૂછયું: 'પન્નાલાલ ટેરેસ-શું લેશે?'

'શેઠ, આઠ અના.' એણે જવાબ દીધો.

મુંબાઈમાં નવો આદમી અનેક રીતે છેતરાઈ જાય છે એમ હું જાણતો હતો, એટલે મેં કહ્યું: '૭ આના.' ને એ તરત કબૂલ થયો. ઠીક સોદો થયો કરી હું હરખાતે હૈયે ગાડીમાં બેઠો. ચાલીસેક મિનિટ આમતેમ ફેરવી એ મને પન્નાલાલ ટેરેસ આગળ લઈ આવ્યો. મેં એને ૭ આનાના પૈસા આપ્યા, પણ તેથી એને સંતોષ થયો નહિ.

'શેઠ, ચહાપાણીનો આનો વધારે આપો.'

'કેમ ? ૭ આના ઓછા છે ?'

'શેઠ, તમારો સામાન કેટલો હતો ? ને ચાલવાનું પણ કેટલું હતું ?' કહી એણે દયામણે ચહેરે મારા સામું જોયું. ઘોડાએ પણ એવી જ રીતે દીન ભાવે મારા સામું જોયું. બંનેના ચહેરા જોઈ મેં એક આનો વધારે આપ્યો.

બીજે દિવસે જેને ત્યાં હું ઊતર્યો હતો તે મારા મિત્ર સાથે હું ફરવા ગયો.

'આપણે ગ્રાન્ટરોડ જઈએ ને ત્યાંથી પછી ટ્રેનમાં બેસી ચર્ચગેટ જઈશું' એણે કહ્યું.

મેં કહ્યું : 'આપણે ગાડી કરી લઈએ'.

'કેમ ?' નવાઈ પામી એણે પૂછ્યું.

'ગ્રાન્ટરોડ સુધી ચાલતા જતાં બહુ વાર લાગશે'.

'શું ?' અતિ આશ્ચર્ય પામી એણે પુછયું.

'કાલે ગાડીમાં આવતાં મને લગભગ પોણો કલાક થયો. એટલે પગે ચાલતાં તો કલાક-સવાકલાક નીકળી જશે' મેં કહ્યું.

'શું કહે છે ? ખરેખર ? કાલે ગાડી કરીને તું આવ્યો'તો ?'

'હારતો, કેમ ?' મેં પૂછ્યું.

'અરે ! પણ–' કહીને એ હસી પડયો.

'આમાં હસવા જેવું શું છે તે હું નથી સમજતો.' મેં કંઈક ખીજવાઈને કહ્યું.

'હમણાં સમજાશે તને, ચાલ' કહી એણે ચાલવા માંડ્યું, અને પાંચ મિનિટમાં અમે ગ્રાન્ટરોડ સ્ટેશને આવી પહોંચ્યા !

'આ ગ્રાન્ટરોડ સ્ટેશન?–આ ? કાલે હું આવ્યો તે જ કે બીજું?' મેં આંખો ચોળી સ્ટેશન સામું જોઈ પૂછ્યું.

'મુંબાઈમાં એક જ ગ્રાન્ટરોડ સ્ટેશન છે'. મારા મિત્રે જવાબ દીધો.

'ત્યારે ગાડીવાળો મને આબાદ બનાવી ગયો. પણ મને પોણો કલાક કેમ થયો ?'

'તને એ થોડું ઘણું મુંબાઈ બતાવીને પછી લાવ્યો હશે. બાકી ગ્રાન્ટરોડ સ્ટેશનથી પન્નાલાલ ટેરેસનો રસ્તો વધારેમાં વધારે પાંચ જ મિનિટનો છે. ગ્રાન્ટરોડથી પન્નાલાલ ટેરેસ આવવા માટે કોઈ મુંબાઈનો જાણકાર ગાડીની પૂછપરછ કરે જ નહિ ને તેં એને પૂછ્યું હશે, એટલે એ સમજી ગયો હશે કે આ કોઈ નવો આદમી છે અને તેનો લાભ લઈ એણે તને છેતર્યો.'

આ ઉપરાંત બીજી યુક્તિઓ પણ એ કરે છે. ઠરાવ્યા કરતાં વધારે લેવાનો એનો હંમેશનો રિવાજ હોય છે. ઘરાક જતો રહેશે એમ એને લાગે તો એ જે કહે તે પૈસા લેવા એ પ્રથમ કબૂલ થાય છે અને પછી 'નહિ શેઠ, તમે ચાર આના નહોતા કહ્યા. છ આના કહ્યા'તા' કરીને વધારે માંગે છે. અથવા ચાર આનામાં ગ્રાન્ટરોડથી ગોળપીઠે લઈ જવાનું નક્કી કરી ખેતવાડી આગળ ગાડી ઊભી રાખે છે. 'આગળ' આપણે કહીએ એટલે જરા, બે

કસભાં કૂર થઈ જઈ પાછી ઊભી રાખે છે. 'અરે! અહીં ક્યાં! તને ગોળપીઠા કહ્યું'તું ને?' આપણે અકળાઈને બોલી ઊઠીએ છીએ અને 'આ શા ઠગાઇ કરો છો?' એવો ભાવ દર્શાવતા મુખ વડે આપણી સામું થોડી વાર જોઈ રહી એ બોલે છે 'કેમ, ખેતવાડી કહ્યું હતું ને હવે ગોળપીઠા બોલો છો?' 'મેં પહેલેથી જ ગોળપીઠા કહ્યું'તું". આપણે મક્કમપણે જવાબ દઇએ છીએ. 'ગોળ-પીઠા ચાર આને કોણ લઈ જાય? છ આના હોય તો ગાડી આગળ લઉં, નહિ તો અહીં ઊતરી જાઓ. મને તો ખેતવાડી કહ્યું હતું તેમાં મેં ચાર આને કબૂલ કર્યું". 'શું હું જૂઠો?' 'શેઠ, તમે છ આના આપો તો લઇ જાઉં. ગોળપીઠા જવું"તું તો એમ બોલવું"તું ને!' 'ગોળપીઠા' અને 'ખેતવાડી' એ બે શબ્દોના ઉચ્ચારમાં કંઇ પણ સામ્ય ન હોવા છતાં આવી ભૂલ કેમ થઇ હશે, એનો આપણે (ગાડીવાળાઓની યુક્તિથી પરિચિત ન હોઇએ તો) વિચાર કરીએ છીએ, ગૂંચવાઇએ છીએ અને છેવટે છ આના આપવાના કબૂલ કરીને એને આગળ હાંકવાનું કહીએ છીએ.

કેટલાક ગાડીવાળા તો આથી યે આગળ જાય છે. ઘરાકને ઘેર ઉતારી તેની પાસે ઠરાવ્યા કરતાં વધારે પૈસા માંગે છે. સામાન્ય રીતે વધારે પૈસા આપવાની જરૂર ઘરાકને જણાતી નથી. આપ્યા તે જ વધારે છે એમ એને લાગે છે. રકઝક વધે છે ને ગાડીવાળો મોટે અવાજે, ઊંઘતા પાડોશીઓ પણ સાંભળે એમ બૂમ પાડી સદ્‌ગૃહસ્થો સામાન્ય રીતે ન જાય એવા મહોલ્લાના નામ દઇ કહે છે: 'શેઠ, તમને ફોરાસ રોડ લઇ ગયો ત્યાં અધી કલાક ખોટી કર્યો. ત્યાંથી—' આમ નામચીન જગાનાં નામ દઇ પેલા માણસને શરમિંદો બનાવી તેની પાસે એ પૈસા ઓકાવે છે. મારા એક મિત્રને બેત્રણ વાર આ રીતે ચાર આના

ઠરાવ્યા છતાં ગાડીવાળાને રૂપિયો આપવો પડયો હતો. પણ છેવટે કંટાળી આગ્રહ કરતાં પૈસાને વહાલા ગણી એક વાર એણે ગાડીવાળાને રોકડું પરખાવ્યું હતું. "હા, હા. તારી વાત ખરી છે. ફોરાસ રોડ, ફોકલેંડ રોડ બધે તું મને ફેરવી આવ્યો એ ખરૂં. પણ ચાર આનામાં તું આવવા કબૂલ કેમ થયો? તારે થોભવું પડયું એટલી વાર તું કયાં ગયો હતો? અને ત્યાં જવાના તારા પૈસા પણ કોણે આપ્યા હતા? મેં કે કોઇ બીજાએ? તારી મઝાના પૈસા મેં આપ્યા તેના બદલામાં તો તું મને અહીં સુધી મૂકવા આવ્યો.' આ પછી ગાડીવાળાએ એમને ફરી સતાવ્યા નથી.

મોટરબસ હવે ઠેકઠેકાણે વધી ગઈ છે એટલે ગાડીવાળાઓને પણ પોતાના ભાવમાં ઘટાડો કરવો પડયો છે. એક આનામાં લાંબે સુધી જવાનાં વધતાં સાધનો જોઈ એના હૃદયમાં પોતાના અસ્તિત્વ માટે ચિંતાજનક ભય ઉત્પન્ન થયો છે અને આાં હરીફાઇના દિવસોમાં એણે પણ જાપાનની પદ્ધતિએ ચાલવાનું પસંદ કરી પોતાના ભાવમાં 'ધરખમ ઘટાડો' કરવા માંડયો છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી ઓછા ભાવ લેવાની તત્પરતા રાખી બને એટલો વધારે ભાવ પડેલાં એ દર્શાવે છે. રૂપિયો માંગીને ચાર આના સુધી ઊતરતાં એને કોઇ જાતનો સંકોચ થતો નથી. મારા જેવા શરમાળ ઘરાક હોય તો રૂપિયાને બદલે બહુ બહુ તો દશ આના કહે અને એ રીતે ગાડીવાળો ફાવી જાય છે.

પરંતુ અસત્ય, અન્યાય ને પ્રપંચથી છલાછલ ભરેલા આ સંસારનો આધાર કેવળ સત્ય પર રહ્યો છે. અનેકાનેક અસત્ય-પરાયણ મનુષ્યો હોવા છતાં એક જ હરિશ્ચંદ્રના પ્રભાવે બધા પાપોનો ભાર હલકો કરી પૃથ્વી ટકી રહી છે, તે જ પ્રમાણે આવી છળપ્રપંચ ને યુક્તિપ્રયુક્તિથી ભરેલી એ ગાડીવાળાઓની સૃષ્ટિમાં

પણ કોઇક ને કોઇક 'ઇમાન' સાચવનારા પડયા હોય છે ને તેમના પુણ્યને બળે જ એ સૃષ્ટિ, ધરતીકંપના અનેક આંચકા આવવા છતાં, હજી હૈયાત રહી શકી છે. ઘરાક પાસે વધારે ભાવ માંગવો નહિ, એટલું જ નહિ, પણ એક વાર નક્કી કર્યો પછી કોઇ કારણસર ઘરાક પોતે ખુશ થઇ બક્ષીસ આપે તોયે લેવી નહિ એવું કડક અસિધારાવ્રત પાળનારા ગાડીવાળા પણ મેં જોયા છે.

એક વખત મારે યુનિવર્સિટીની મેટ્રીકયુલેશન પરીક્ષાના જવાબપત્રો પાછા પહોંચાડવાના હતા. મેં અને મારી સાથેના સહપરીક્ષકે બોરીબંદર આગળથી ગાડી કરવાનું નક્કી કરી સિપાઇ પાસે ગાડી મંગાવી. ગાડીવાળાએ બાર આના માંગ્યા. અમે કબૂલ રાખ્યું અને માળ ઉપરથી ત્રણ હજાર જવાબ પત્રોથી ભરેલી ટ્રંકો નીચે ઉતરાવવા માંડી. ટ્રંકોનું કદ તથા વજન જોઇ ગાડીવાળો ગભરાયો. 'ઓહો ! આટલું બધું વજન ! બે રૂપિયા લઇશ હું તો' એણે કહ્યું. અમે દોઢ રૂપિયા સુધી આપવાનું કહ્યું. પણ એ કબૂલ ન જ થયો. આખરે સિપાઇને મોકલી બીજા ગાડીવાળાને બોલાવી મંગાવ્યો. ટ્રંકો જોયા પહેલાં જ 'ચાર આના લઇશ.' એમ સિપાઇ સાથે ભાવ કરી એ આવ્યો.

અમે એને ટ્રંકો બતાવી કહ્યું: 'આ બધી ટ્રંકો લઇ જવાની છે. બોલ શું લેશે ?'.

'ચાર આના શેઠ, પહેલેથી જ મેં કહી દીધું છે.'

'હા, પણ આમાં વજન બહુ છે. એટલે જે લેવું ઘટે તે પહેલેથી જ કહી દે.'

'નહિ શેઠ, ચાર આના બસ છે. એક વાર બોલ્યો છું એટલે હવે ફરી ન જવાય'.

આમ છતાં અમે એને આગ્રહ કર્યો: 'પણ તે વેળા તેં

ટૂંકો નહોતી જોઈ. હવે તારે ભાવ વધારવો હોય તો છૂટ છે. બાર આના સુધી અમે આપીશું. વાજબી લાગે તે બોલ'.

'નહિ, નહિ, ઇમાન એક જ છે. ચાર આના આપજો, શેઠ' અને એ ઇમાનદાર ગાડીવાળાએ અમારી પાસે ચાર આના જ લીધા. યુનિવર્સિટી પહોંચ્યા પછી ઘણો આગ્રહ કરી અમે એને વધારાના ચાર આના આપવા માંડયા પણ તે એણે ન લીધા. ચહાપાણીનો આનો પણ ન લીધો, એટલું જ નહિ પણ પાન ખાવા માટે પૈસો આપવા માંડયો ત્યારે એને લગભગ અપમાન લાગ્યું!

જગતમાં આવા ગાડીવાળા છે ત્યાં સુધી એનો રથ બરાબર ચાલે છે.



## ૭ : ટ્રામગાડી અને તેના સંચાલકો

ટેકસીમાં ફરનારા કોઇક ભાગ્યશાળી, ગાડીમાં પણ સારો પગાર મેળવનારા ફરી શકે, બસ બધાને લભ્ય ન થાય, પરંતુ ટ્રામગાડીના દરવાજા તો સર્વ કોઈ માટે ખુલ્લા હોય છે. આ પ્રજાસત્તાક યુગનું એ પ્રજાકીય વાહન છે.

વડોદરામાં મેં પહેલાં ઘોડા વડે ચાલતી ટ્રામો જોઇ હતી. પરંતુ વગર ઘોડે દોડતી ટ્રામમાં જે કાવ્યમય અદ્‌ભુતતા છે તેનો ખ્યાલ પણ મને તે સમયે આવ્યો નહોતો. મૂંગા પ્રાણી તરફ આપણી સહાનુભૂતિ દિવસે દિવસે વધતી જાય છે, ને ભુતદયાનો ગુણ આપણામાં દહાડે દહાડે વિકસતો જાય છે, તે આપણે જાનવરો પાસે આપણો બોજો ઉંચકાવવાનું કાર્ય ઓછું કરતા જઇએ છીએ તે પરથી સિદ્ધ થાય છે. ઘોડા કંઇ માણસનો

ભાર ખેંચવાને નથી જન્મ્યો, પરંતુ જગતના મેદાનમાં દોડવા માટે ઇશ્વરે એને બનાવ્યો છે, એ સૂત્ર આપણને સમજાઇ ગયું છે.

હું જ્યારે જ્યારે ટ્રામમાં મુસાફરી કરૂં છું, ત્યારે ત્યારે હંમેશા ઘોડાગાડીમાં જનારાને જોઇ મને થાય છે કે હજી આપણામાં જાનવર માટે દયાની લાગણી જોઇએ એવી પ્રસરી નથી. વિજ્ઞાને આટઆટલાં વાહનોની સગવડ વધારી છે, છતાં આ કઠિન હૃદયના મનુષ્યો ઘોડા પાસે ગાડી ખેંચાવવાનું શા માટે પસંદ કરતા હશે ? આ ઉતાવળે ગાડી હંકાવતો મનુષ્ય કદાચ પોતાની પ્રિયતમાને મળવા જતો હશે, કદાચ એની મા એકદમ માંદી થઈ ગઇ હશે તેથી ઘેર જતો હશે; પણ એને વિચાર નહિ આવતો હોય કે આ ઘોડાની પણ પ્રિયતમા હશે, એ ઘોડાની પણ મા હશે અને તેયે કદાચ માંદી પડી હશે, અથવા પડવાની હશે? એને એના કુટુંબથી વિખૂટો કરી ગાડી ખેંચવાનું કાર્ય સોંપવું એ નરી ક્રૂરતા છે.

પરંતુ હું પોતે જ્યારે કવચિત ગાડીમાં મુસાફરી કરૂં છું ત્યારે આવા વિચાર ઘણુંખરૂં મને આવતા નથી. તેને બદલે મને એમ લાગે છે કે હું જો આ ગાડીમાં મુસાફરી ન કરતે, તો ગાડીવાળાને એટલી કમાણી ઓછી થતે અને તેટલા પૂરતો એ ઘોડાને ભૂખે મારતે. માની પેઠે ઘોડાગાડીમાં મુસાફરી કરનારા વધારે નીકળે તો ગાડીવાળા કમાય, અને ગાડીવાળા કમાય તો જ આ ઘોડાઓને જોઇએ તેવો ને તેટલો ખોરાક મળે. આ પ્રમાણે ઘોડાગાડીમાં મુસાફરી કરવામાં હું જાનવર તરફ કાંઈ પણ નિર્દયતા દર્શાવતો નથી, પણ ઊલટી સહાનુભૂતિ દર્શાવું છું.

પરંતુ તટસ્થ દષ્ટિએ જોતાં એ પ્રશ્નનું નિરાકરણ કરવું ઘણું મુશ્કેલ લાગે છે. ભૂતદયા શી રીતે દર્શાવાય–ઘોડાગાડીનો તદ્દન બહિષ્કાર કરી ઘોડાઓને ભૂખે મારવાથી કે વારંવાર ગાડીનો

આશ્રય લઈ ઘોડાઓને પોતાના ભારે મારવાથી !

ભૂતદયાંની દૃષ્ટિએ કદાચ ટ્રામમાં મુસાફરી કરવી બહુ ઉત્તમ છે એમ સિદ્ધ ન કરી શકાય, તોયે આ બેકારીના જમાનામાં પોતાના ગજવા તરફ દયા રાખવી એ વધુ જરૂરનો ને શ્રમપૂર્વક કેળવવા જેવો સદ્‌ગુણ ટ્રામની મુસાફરીથી વિકાસ પામી શકે છે.

બીજાં બધાં વાહનો કરતાં એ વાહન સૌથી સોંઘુ છે. એક આનામાં આપણને ગમે ત્યાં નહિ, પણ ટ્રામના સંચાલકોને ગમે ત્યાં તે લઇ જાય છે. આપણે મગન મૂલજીને ઘેર જવું હોય તો ઠેઠ એને ઘેર પહોંચાડી આવે એટલો વિનય હજી ટ્રામવાળા શીખ્યા નથી, અને હજી થોડો વખત શીખે એવો સંભવ પણ જણાતો નથી. પરંતુ એક આના જેવા નજીવા ભાવે લાંબે સુધી મુસાફરી કરાવે એ પણ એમની ઓછી કૃપા નથી. કેટલીક વાર તો આનો યે આપવો પડતો નથી. ભીડ ઘણી હોય, ને કંડક્ટર ટિકિટ આપવા આવવાનું ભૂલી ગયો હોય, ત્યારે વગર પૈસે મુસાફરી કરી શકાય છે, અને એવી મુસાફરી કરવામાં જે મઝા આવે છે તે તો, જેણે એનો અનુભવ કર્યો હોય તે જ સમજી શકે. પૈસા ખરચીને મેળવેલી વસ્તુની અડધી મઝા આને માટે મારે ખરચ કરવો પડ્યો છે એવા ભાનને લીધે મારી જાય છે. પરંતુ મફત મળેલી વસ્તુ છેક નકામી હોય તોયે ઘણી જ આનંદપ્રદ લાગે છે. એવું ન હોત તો લગ્નાદિ પ્રસંગે મળતી ભેટ વરરાજા અથવા પરણનારી કન્યા ત્યાં ને ત્યાં ફૂંકી દીધા વગર રહેત નહિ. મારા એક ઓળખીતાને ઘણુંખરૂં જુલાબ લેવો પડતો ને એરંડિયું પીતાં એમને લગભગ આંકડી આવતી. એક વખત એમની પાસે એરંડિયું થઇ રહ્યું હતું, તેથી પાડોશી પાસેથી મંગાવીને પીધું. એ મંગાવીને મફત આણેલું એરંડિયું પીતાં એમને કાંઇ જ થયું નહિ. તે ઉપરથી બોધ લઇ એઓ હવે હંમેશા જોઇએ ત્યારે કોઇક

પાસેથી મફત મેળવીને એરંડિયાનું પાન કરે છે. એઓ કહે છેઃ 'મફત મળે તો એરંડિયું પણ ખરાબ લાગતું નથી !'

રેલ્વેની પેઠે ટ્રામમાં પણ મફત મુસાફરી કરનારા ઘણા છે. અને તેઓ અનેક પ્રકારની યુક્તિઓ મફત મુસાફરી કરવા માટે અજમાવે છે. પૈસા બચાવવાની વૃત્તિથી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે, તેવી બીજા કશાથી થતી નથી એ સર્વના સામાન્ય અનુભવની વાત છે. એ પ્રમાણે મફત મુસાફરી કરનારાઓ પણ બહુ કુશાગ્ર બુદ્ધિવાળા બન્યા હોય છે. ટ્રામમાં મફત મુસાફરી કરનારાઓની સામાન્ય અને જાણીતી યુકિત એ હોય છે કે તેઓ ખૂબ ભરેલી ટ્રામ જોઇને તે ઉપર ચઢે છે. અને જાણે જગા થવાની વાટ જોતા હોય તેમ બહાર ઊભા રહે છે. થોડેક દૂર ગયા પછી 'ઊતરી જાઓ. જગા નહિ' એવો કંડક્ટરનો કે ઇન્સ્પેકટરનો હુકમ સાંભળી એઓ ઊતરી જાય છે, થોડુંક ચાલે છે. એટલામાં બીજી ટ્રામ આવે છે. એ ટ્રામમાં બેસવાની જગા હોય તો તેને જવા દે છે. વળી પાછી કોઇક ભરેલી ટ્રામ આવે છે અને તે પર ચઢવાનો પ્રયાસ કરે છે. 'ઊતર જાઓ, જગા નહિ બાબા, દૂસરી ગાડી આતી હય' ઇત્યાદિ કંડક્ટરનાં વાકયોને ગણકાર્યાં વિના એઓ થાંભલો પકડીને ઊભા રહે છે. થોડે દૂર ગયા પછી વળી પાછા ઊતરવું પડે છે. એ પ્રમાણે ચારપાંચ ટ્રામનો આશરો લઈ એઓ જવું હોય ત્યાં પૈસો પણ ખરચ્યા વગર જઈ શકે છે, અને પોતે કેવા પ્રામાણિક છે તેનું પોતાનેજ ભાન કરાવવા બબડે છે: 'એકે ટ્રામમાં જગા જ નહિ! સાળી જે જોઇએ તે ભરેલી!' કેટલાક જાણી જોઇને ખોટી ટિકિટ માગે છે. જે સ્થળે ટ્રામ જતી ન હોય તેવા સ્થળની ટિકિટ, કંઇ જ જાણતાસમજતા ન હોય એવા નિર્દોષ ભાવે એઓ માંગે છે. કંડક્ટર કહે છેઃ 'આ ટ્રામ નહિ. દૂસરી ટ્રામ લો.' એઓ ઊતરી પડે છે. વળી બીજી ટ્રામમાં

બેસે છે. અને ત્યાં પણ એજ યુક્તિ કરે છે. આમ થોડું થોડું અંતર કાપતાં પાંચસાત ટ્રામ વડે ધારેલે સ્થળે જઇ શકે છે. આ ઉપરાંત બીજી કેટલીક યુક્તિઓ એ લોકો અજમાવે છે, પરંતુ એવી મફતિયા મુસાફરી કરવાનો અનુભવ ન હોવાથી હું એ સર્વ જાણતો નથી એમ મારે કબૂલ કરવું પડે છે.

હું નાનો હતો ત્યારે ઘણી વાર ઘરમાં બીજે માળે બેઠો બેઠો કલ્પના કરતો કે આ ઘર એની મેળે ચાલવા માંડે તો કેવી મઝા પડે! માળવાળી ટ્રામમાં ઉપર બેઠા બેઠા એ કલ્પના કંઇક અંશે ખરી પડતી મેં અનુભવી છે. આખું મકાન ચાલતું હોય અને આપણે માળે બેઠા બેઠા આસપાસનાં દશ્યો જોતાં હોઇએ એવું લાગે છે. જો કે ટ્રામના એ ઉપલા ભાગની બારીમાંથી જ સીધા જવું હોય તો ઘરની બારીમાં પેસી શકાતું નથી, એટલા પૂરતી એ કલ્પના ઝાંખી પડે છે. કહે છે કે અમેરિકામાં ટ્રામને છાપરે પણ બેસી શકાય છે અને એ છાપરા પરથી મકાનમાં પહેલે અથવા બીજા મજલે બહારોબહાર જઇ શકાય છે. એ ખરૂં હોય કે ખોટું તે કોણ જાણે. પણ આવી વાતમાં પહેલી ગપ ઊડે છે, પછી ખરેખર અમેરિકામાં એ પ્રમાણે બને છે અને ત્યાર પછી એ નવીન શોધ યુરોપને માર્ગે હિંદુસ્થાનમાં આવી પહોંચે છે; એટલે આ વિષયમાં પણ એમ બને તો નવાઇ નહિ.

મુંબાઇ રહ્યા છતાં મને મરાઠી સારૂં તો શું પણ નઠારૂં યે આવડી શક્યું નથી. એમાં વાંક મારો છે કે મરાઠી ભાષાનો એ હજી વિવાદગ્રસ્ત છે. પરંતુ ટ્રામને લીધે મને મરાઠીનો કંઇક સંપર્ક થયો છે. **वेहट गाड्या या ठिकाणीं उभ्या राहतील।** એ પહેલવહેલું મરાઠી વાક્ય મને ટ્રામના પાટા આગળના નોટિસ-બોર્ડે શીખવ્યું. એ ઉપરાંત ટ્રામની અંદર ચેતવણી ખાતર લખેલી

લીટીઓને પહેલાં હું મરાઠી ભાષાની કાવ્યપંક્તિઓ સમજતો.

એ લીટીઓ, ખરીખોટી યાદ આવે તેમ, હું લલકારતો અને એના કંઈ કંઇ અર્થ કરતો. **चालत्या गाड्यांतून कवंडू नका** એ લીટીનો અર્થ હું ચાલતી ગાડીમાં લબડવું નહિ એમ કરતો અને ચાલતી ગાડીમાં લબડી શી રીતે શકાય તેની વિસામણમાં પડતો. આખરે એક મહારાષ્ટ્રી મિત્રે એનો અર્થ સમજાવ્યો ને એ પંક્તિઓમાં રહેલાં કાવ્યત્વ, માર્દવ ને માધુર્ય ઊડી ગયાં. અર્થ ન સમજાય તોજ કવિતાની મીઠાશ કાયમ રહે એમ કેટલાક આધુનિક કાવ્ય લખનારા ને વિવેચકો કહે છે તે કંઇ ખોટું છે ?

'સ્ત્રીસન્માનના દિવસો ગયા !' એમ બર્કે નિરાશાના ઉદ્‌ગાર કાઢયા હતા તેનો સચોટ રદિયો ટ્રામ સ્ત્રી અને બાળકો માટે ચાર અલાહેદી જગા રાખીને આપે છે. હવે તો એ જગાને બસની નકામી પડેલી ચામડાની ગાદીથી મઢી લઈ સ્ત્રીઓના સુકુમાર શરીરને આઘાત ન લાગે તેની પણ કાળજી રાખવામાં આવે છે. આટલો અપવાદ બાદ કરતાં ટ્રામ સર્વ મનુષ્યને સરખાં ગણે છે. પૈસાદાર કે ગરીબ, ભોળો કે લુચ્ચો, અભણ કે ભણેલો સર્વ પાસે એ સરખા જ પૈસા લે છે. વરસાદ પુષ્કળ વરસતો હોય અને જ્યારે ગાડીવાળો ચાર આનાના વધારીને ચાર રૂપિયા બનાવી દે છે ત્યારે પણ એના ભાવમાં ફેર પડતો નથી. બેઠક પણ બધાં માટે સરખી જ.

ટ્રામના બેસનારાઓમાં અપૂર્વ સ્વભાવવૈચિત્ર્ય ખીલી નીકળે છે. કોઇકને ટ્રામમાં બેસતાં વારને પેપર વાંચવાનો ઉમળકો થઈ આવે છે. કેટલાકને બીડીની તલપ લાગે છે. કેટલાક બારી બહાર ડોકું કાઢી દુકાનનાં પાટિયાં વાંચવામાં મશગુલ થઇ જાય છે. ટ્રામની બેઠક બધી સરખી હોય છે, છતાં તેમાંએ અમુક ઠેકાણે જ બેસવાનો કેટલાકને ખાસ આગ્રહ હોય છે. બારી

આગળની જગા કોઇ પણ પ્રકારે ન મળે તો ટ્રામમાંથી કેટલાક ઊતરી પડે છે. કેટલાકને છેડે ખૂણા આગળની જગાએ જ ફાવે છે. મારા એક મિત્રને આગળની પહેલી બેઠક વગર કદી ફાવતું નથી. એ બેઠક ખાલી ન હોય એવી ટ્રામમાં, મોડું થઈ ગયું હોય તો યે એ કદી બેસતા નથી. બીજા મારા એક ઓળખીતાને પણ હંમેશા જમણા હાથ પરની પહેલી બેઠક વગર ચાલતું નથી. પણ એવી જગા ખાલી ન હોય તો એ બીજે બેસે છે. પછી ધીરે ધીરે જેમ જેમ જગા ખાલી પડતી જાય તેમ તેમ એ આગળ આવે છે અને એટલામાં પહેલી હારની પહેલી બેઠક મળી તો ઠીક, નહિ તો ઊતરવાનું સ્થળ આવે ત્યાં ઊતર્યા વિના ટ્રામનું 'ટરમિનસ' આવે ત્યાં સુધી એ જાય છે. અને જ્યારે ટ્રામ ખાલી થઇ જાય ત્યારે એ જગા પર બેસે છે અને પછી પાછી ફરતી એની એ ટ્રામમાં જવું હોય તે સ્થળે જાય છે. ગમે તેટલું કામ હોય અથવા ગમે તેટલું મોડું થઈ ગયું હોય તોપણ જમણા હાથ પરની પહેલી હારની પહેલી બેઠક મળ્યા વિના ટ્રામમાંથી એ ઊતરતા નથી. બેત્રણ વખત એઓ ઊતરી પડયા હતા, તે વેળા એમનો આખો દિવસ 'આખરે મને ધારેલી જગા ન જ મળી. કોણ જાણે આજે શું થશે?' એવી ચિંતામાં ને ચિંતામાં ગયો; ત્યાર પછીથી ધારેલી જગા મેળવ્યા વિના ઊતરી પડવાનું સાહસ એઓ કદી ખેડતા નથી.

ટ્રામ શબ્દનો પ્રયોગ આપણે નારી જાતિમાં કરીએ છીએ; એ અનેક રીતે યુક્ત છે. ટ્રામ અને સ્ત્રી વચ્ચે ઘણું સામ્ય છે. પુરુષના મનનું ને ધનનું એ હરણ કરે છે. કવચિત એ ભયગ્રસ્ત હરણીની માફક દોડે છે, તો કવચિત ગજગતિએ મહાલતી મહાલતી આવે છે. આપણાં સુખ ને સગવડ માટે એનો આશ્રય અનિવાર્ય છે. 'આ ન હોત તો હું શું કરતે' એમ આપણને

થાય છે. ટ્રામગાડીઓ અને કન્યાઓ ઘણી છે, છતાં આપણી દષ્ટિ એક પર જ ચોંટે છે—અને તે ઘણુંખરૂં અલભ્ય જેવી હોય છે. ચાલી જતી ટ્રામ કે કન્યા પાછળ, ગૌરવ ગુમાવી દોડવું એ જરૂરનું નથી, થોડી વાર થોભીએ એટલે બીજી તરત જ આવી પહોંચે છે, એવી સલાહ આપણને આપવામાં આવે છે, છતાં દષ્ટિમર્યાદાની બહાર જતી ટ્રામ કે કન્યા આપણને એટલી મોહક લાગે છે કે પ્રેક્ષકોની હાંસીના પાત્ર બનવા છતાં આપણે તેને પકડી પાડવા માટે દોડયા વગર રહી શકતા નથી, અને ક્વચિત દોડતાં એની પાસે જઇ પહોંચીએ છીએ, ત્યારે વિધિયોગે કન્ડક્ટર કહે છેઃ 'અહીં તમારે માટે સ્થાન નથી, બીજી હમણાં આવે છે.' નિરાશ હૃદયે આપણે બીજીની વાટ જોતા હાંફતા હાંફતા ઊભા રહીએ છીએ. બીજી આવી પહોંચે છે પણ તેમાં આપણે માટે સ્થાન હોતું નથી. છેક હિંમત હારી ન જતાં આપણે ત્રીજીનું ધ્યાન ધરીએ છીએ. થોડી વારમાં જ ત્રીજી આવે છે. પણ એ કોઇક બીજા જ સ્થળ માટે નિર્મિત થએલી હોય છે. એટલે એ આપણને મળે એવી હોતી નથી. નસીબનો વાંક કાઢી સંસારમાર્ગે એકલા ને અટુલા પગે ચાલતા જ આપણે પ્રયાણ કરીએ છીએ. હવે પૈસા ખરચીને આનાથી મળતાં સુખસગવડ લેવાં નથી, એમ આપણે નિશ્ચય કરીએ છીએ, અને આપણા અડગ રહેવાના દઢ નિશ્ચયનો ભૂકો કરતી, ધમધમાટ કરતી, આપણાં મગજ ને હૃદય ડોલાવતી પાછળથી કોઇક મનોહર ટ્રામ કે કન્યા આવી પહોંચે છે, એટલે 'હું તો હવે તારે આશરે છું' કહી સંસારથાકયા આપણે એનો આશ્રય લઈ લઇએ છીએ.

સુન્દરી સમી ટ્રામગાડી પણ ગમે તેવા ડાહ્યા, શાણા ને પ્રતિષ્ઠિત પુરુષને ય ગાંડા બનાવે છે. અંકગણિતના લઘુતમ

પેઠે એ સર્વ હૃદયના ભેદને એકસરખા બનાવે છે. ગમે એવા ગૌરવ ને દબદબાથી રહેતા મનુષ્ય પણ, એને પકડવા માટે ધક્કા-મુક્કી કરતાં નાના બાળકોને ય ખસેડી પોતા માટે જગા મેળવી લેતાં, અચકાતો નથી. ગમે એવા જાડા શરીર ને નબળાં હૃદયવાળો પુરુષ એને ખાતર દોડવાની શરતમાં ઊતરતાં ખચ-કાતા નથી.

પ્રણયની પેઠે ટ્રામ પકડનારનો પંથ પણ અનેક કંટકોથી ભરેલો છે. નાટકના દુષ્ટ પાત્રો સમાં બસ, ટેકસી, ગાડીવાળા વગેરે અનેક એના માર્ગમાં વારંવાર અંતરાયો નાંખે છે. પ્રણ-યીની પેઠે એનો પણ પ્રિયાની વાટડી જોતાં જોતાં આંખલડીનું નૂર ખોવા વારો આવે છે. પ્રણયીને પેઠે એ પણ સંયોગ શૃંગા-રનો તલસાટ અનુભવે છે. પ્રણયીની પેઠે એની જીવનકથાનાં પાનાં પણ સમાગમનાં સુખ ને વિરહના દર્દ વડે અંકિત થએલાં હોય છે. પ્રણયીની પેઠે એને પણ હૃદયને લલચાવી, કલ્પનાને ઉશ્કેરી મગજને ગાંડું કરી થાપ આપીને જતી રહેનારી અનેક ઠગારીઓ મળે છે, અને વારંવાર ઠગાયા છતાં એ તો હંમેશ કહેતો રહે છેઃ ' ઠગણી ! ફરી ઠગ એક વેળા, એક વેળ ફરી ફરી.'

ગાડાંઓ જેમ ચરડમાં ચાલે છે, તેમ ટ્રામ પાટા પર ચાલે છે. અનેક ગાડાંઓનાં પૈડાંના ઘસારાને લીધે જમીન પોચી પડી જઇ તેમાં ચરડ આપોઆપ પડે છે, પણ પાગ તો જમીન પર નાંખવાના હોય છે. ગાડાંની ચરડ એ આપણી પ્રાચીન પ્રણા-લિકાઓ છે. પૂર્વજોના રીતરિવાજની અસરથી પડેલી એ પ્રથા પ્રમાણે ઘણા પોતાનું જીવનગાડું હંકારે છે; ઘણા વખતનો ભેગો થએલો કચરો રસ્તા પર પડ્યો હોય છે, છતાં આ ચરડને આશ્રયે તેમનું ગાડું સહેલાઇથી મુસાફરી કરી શકે છે. પણ

ટ્રામના પાટા એ નવા યુગની ફેશન છે. અનેક મુસાફરોની અવરજવરથી જમીન પોચી પડીને એ પડયા હોતા નથી, પણ બહારથી લાવીને એ પાટા વિજ્ઞાન ને કેળવણીના બળે આપણી જમીન પર લાવવામાં આવ્યા છે. બંનેના માર્ગ પહેલેથી જ નિયત થઇ ચૂકયા હોય છે. મુસાફરો–પ્રાચીન પ્રણાલિકાની ધરડને માર્ગે ચાલનારાઓ કે અર્વાચીન ફેશનના પાટા પ્રમાણે ચાલનારાઓ–એ નિયત માર્ગનો ત્યાગ કરી શકતા નથી. પાટાની પરતંત્રતા ધરડની પરતંત્રતા કરતાં કોઇ રીતે ઊતરતી નથી.

ટ્રામ વિષે આટલી સામાન્ય હકીકતો કહ્યા પછી આપણે તેના સંચાલકો ભણી વળીએ. મુંબાઇમાં ટ્રામો દોડાવવા તથા બધે વીજળી પૂરી પાડવા માટે એક લિમિટેડ કંપની છે. એના શેરો વેચાતા લઈ સર્વ કોઈ ટ્રામની માલીકીનો ગર્વ અનુભવી શકે છે. જગતને ચલાવનારા ઇશ્વરની પેઠે ટ્રામો દોડાવનારી એ કંપની તો સામાન્ય જનસમૂહની દૃષ્ટિથી અદૃશ્ય રહે છે. પણ જગતની આંખે જેમ જગતસંચાલન કરનાર પૈસાદાર મનુષ્યો ને ન્યાતના પટેલિયાઓ દેખાય છે, તેમ ટ્રામના સંચાલકો, ગાડી હાંકનારા, કંડક્ટરો ને ઇન્સ્પેક્ટરો હોય એમ લાગે છે.

ઇન્સ્પેક્ટરો બહાર ઊભા રહીને તેમ જ ટ્રામની અંદર પણ પધારીને સામાન્ય રીતે કંડક્ટરનું નિયમન કરે છે. કંડક્ટર આખો વખત ટ્રામની અંદર રહીને હાંકનારનું નિયમન કરે છે, હાંકનાર ગાડીનું નિયમન કરે છે અને ત્રણે મળીને મુસાફરોનું નિયમન કરે છે.

એ ત્રણેનો પોષાક તેમના દરજ્જા પ્રમાણેનો હોય છે. પણ પોષાકમાં ખૂટતા અંશો એ મિજાજથી પૂરી લે છે. પોષાકથી ગૌરવ પૂરૂં સચવાય એમ નથી એમ જાણીને તેટલા પ્રમાણમાં તેઓ મિજાજ ધારણ કરે છે. સામાન્યતઃ હાંકનારનો મિજાજ સૌથી

ભારે, કંડકટરનો તેના કરતાં કંઈક–જરાક જ ઓછો, અને ઇન્સ્પેકટરનો એ બંનેથી ઓછો–પણ મુસાફર કરતાં વધારે. મુસાફરોને મિજાજ જેવું કંઇ રાખવાનો અધિકાર હોતો નથી.

પેટ્રોલ ભરેલી ગાડી પર 'હાઇલી ઇન્ફ્લેમેબલ' (તરત સળગી ઊઠે એવું) એમ લખ્યું હોય છે, તેમ કેટલાક ટ્રામ હાંકનારા ને કંડક્ટરના કપાળે પણ એવા પાટિયાં લગાવવાની જરૂર છે. કંડક્ટર ને હાંકનારનાં મગજ આટલાં ગરમ શા માટે રહેતાં હશે તેનું કારણ સમજાતું નથી. આખો વખત ઊભા રહેવું પડે છે તેથી, કે એકને એક માર્ગે જાઆવ કર્યા કરવી પડે છે તેને લીધે, અથવા ઘેરથી ભૂખ્યા આવવું પડે છે તે કારણથી કોઇ ને કોઇ કારણસર એ લોકો હંમેશ લડવાને ઉત્સુક હોય છે. struggle for existence (જીવનસંગ્રામ) એ શબ્દ એમણે ભાગ્યે જ સાંભળ્યો હશે, પણ જીવનને સંગ્રામનું રૂપ એમની પેઠે બીજા કોઇએ ભાગ્યે જ આપ્યું હશે. ખાવાપીવાના શોખીનોને મન જીવન ખાનપાન ખાતર છે, રંગીલા લોકોને મન મોજમઝા ને ભોગવિલાસ માટે જીવન છે, પ્રેમીઓને મન જીવન પ્રણય કરવા માટે છે, ભક્તોને મન ભક્તિ સારૂ છે, યોગીને મન ચિંતન અર્થે તેમ ટ્રામના હાંકનારા ને કંડક્ટરને મન જીવન યુદ્ધ જગવવા સારૂ છે. અને લડવાનો કોઈ પણ મોકો તેઓ જવા દેતા નથી. અંગ્રેજીમાં કહેવત છે કે લોખંડ ગરમ હોય ત્યાં સુધીમાં એના પર હથોડાના પ્રહાર કરી લેવા, અર્થાત્ અવસર આવતાં તેનો તરત લાભ લઈ લેવો, પરંતુ આ લોકો તો લોખંડ ગરમ ન હોય તો ટીપીને પણ તેને ગરમ બનાવે છે. અવસર આવ્યો ન હોય તો તેને ઉત્પન્ન કરી લે છે.

ઘણું ખરૂં એ લોકો પૂર્વે રાજ્ય કરી ગએલી પ્રજાના વંશજો હોય છે અને આથમી ગએલી મુસલમાની નવાબીની, અથવા પેશ્વાઈની

સત્તા હવે અમારે હસ્તક આવી છે, એમ માનતા હોય એમ લાગે છે. નામશેષ થએલી નવાબીની જાહોજલાલી અને પેશ્વાઇનાં ગૌરવ એ લોકોના (ભલે કપડામાં નહિ, કે પગારમાં નહિ, પણ) મગજમાં તો સચવાઇ રહ્યાં છે. એમાં કદાચ કોઇને જરા સંદેહ પડે તો એવા સંશયાત્માઓનો સંશય દૂર કરવા તેઓ હંમેશ તત્પરજ રહે છે.

મુસાફરો જોડે ન લડતા હોય ત્યારે કંડક્ટર ને હાંકનાર માંહોમાંહ્ય લડતા હોય છે. પોતે ઘંટડી વગાડયા છતાં ટ્રામને ન અટકાવવા ખાતર કંડક્ટર હાંકનારને તીવ્ર વાગ્બાણથી વીંધી નાંખવાનો પ્રયત્ન કરે છે, અને પોતાને વગર કારણે વારંવાર ખોટી કરવા બદલ હાંકનાર કંડક્ટરની ખબર લઇ નાંખવાનો પ્રયાસ કરે છે. અને બંને પોતપોતાના કાર્યમાં ઉદાસીન જેવા મુસાફરોની સહાનુભૂતિની યાચના કરે છે. સામાન્ય રીતે તટસ્થ રહીને મુસાફરો રંગ જુએ છે, પણ કવચિત કોઈ પ્રવાસી ભાન ભૂલી એમાંથી એકનો પક્ષ લે છે, તો તેની સ્થિતિ વરવહુની લડાઈમાં વચ્ચે માથું ખોસનાર જેવી થઇ પડે છે. કંડક્ટર ને હાંકનાર તો થોડી વાર લડી લઇને પાછા મિત્ર બની જાય છે ને પેલો મુસાફર એકલો પડી જાય છે.

હાંકનારને મુસાફરો જોડે 'ઝમાવવાના' બહુ પ્રસંગો મળતા નથી, પણ એની ખોટ કંડક્ટર પૂરી પાડે છે. સામાન્ય રીતે કોઇ ને કોઈ મુસાફર સાથે એ લડતો જ હોય છે. કોઇકને સ્ત્રીબાળક સારૂ અલાહેદી રાખેલી જગા પર બેસી જવા માટે, કોઇકને ટ્રામ ભરેલી હોવા છતાં ઉપર ચઢી આવવા માટે, કોઇકને અસ્થાને બીડી પીવા માટે, કોઇકને ખોટા પૈસા લઇને ટ્રામમાં આવવા માટે, કોઇને બાળકની ઉંમર છૂપાવવા માટે, કોઈકને સામેની બેઠક સુધી ટાંટિયા લંબાવવા માટે–એમ

કોઇ ને કોઇ કારણસર એ વઢતોજ દેખાય છે. મને હંમેશા એના ગળાના કાકડાની અદેખાઈ આવે છે. આટઆટલી વાર ને આવડે અવાજે બૂમાબૂમ કરવા છતાં બેઠેલા ઘાંટાવાળો કંડક્ટર મેં હજી જોયો નથી. એને ટોંસિલાઈટિસનો રોગ કેમ લાગુ પડતો નહિ હોય તેનું સંતોષકારક કારણ કોઈ સ્પેશિયાલિસ્ટ પણ આપી શકે એમ નથી.

ઘણુંખરૂં તો સર્વ પ્રકારના વાગ્યુદ્ધમાં વિજયશ્રી એને જ વરે છે. પણ કોઇક વાર એને નમાવે એવા એના માથાના મુસાફર પણ મળી આવે છે. અને એવા મુસાફર આગળ માથું નમાવ્યા પછી એનો મિજાજ નરમ પડવાને બદલે ઘણો જ વધી જાય છે. ગોધો માથું નીચું કરે એટલે આપણે તરત ચેતી જઇએ છીએ કે હવે આ આપણને ઊંચકી ઘાલવા માંગે છે. પણ માથું નમાવી નરમ બનેલો કંડકટર એવો ભયંકર દેખાતો નથી, અને તેથી બીજા મુસાફરો છેતરાય છે. એક વાર જગા હોવા છતાં 'જગા નથી' કરી એક પ્રવાસીને ઉતારી મૂકવાનો પ્રયાસ કરનાર કંડકટરને એ પ્રવાસીએ 'જોતો નથી, જગા છે તે? સાળા, આંધળો થયો છે!" કહી ખૂબ ખખડાવ્યો. પોતાની ભૂલ જોઈ કંડક્ટર મૂંગે મોંઢે બધું સાંભળી રહ્યો. થોડી વાર પહેલાં મારી જોડે એને ટિકિટ માટે જલદી પૈસા ન કાઢવા બદલ રકઝક થએલી, તે સંભારી, હવે ઠીક લાગ આવ્યો છે એમ માની, મેં પેલા પ્રવાસીનો પક્ષ ખેંચી કહ્યું: 'અરે! એ બધા એવા જ હોય છે. જગા છે કે નહિ કે તે જોયા વગર જ 'જગા નહિ' કહી આપણને ઉતારી મૂકવામાં એમને શો આનંદ આવતો હશે તે હું નથી સમજતો.' મેં કંડક્ટરને નહિ, પણ પેલા પ્રવાસીને ઉદ્દેશીને આ વાકય કહ્યું હતું. તેમજ શબ્દો પણ મેં એવા પસંદ કર્યા હતા કે સામાન્યતઃ કોઈની

લાગણી એકાએક ઉશ્કેરાઇ જાય નહિ. બહુ થાય, તો સહેજસાજ દૂભાય ખરી. પણ કન્ડક્ટર તો એ સાંભળી ઉછળી પડયો. એ પેલા પ્રવાસીને છોડી મારા તરફ ધસ્યો ને 'તુમ કાયકુ બિચમેં બોલતે હો સરકાર ?' કરી વાગ્ધારા છોડી મૂકી. મેં ધાર્યું કે પ્રવાસી મારો પક્ષ કરશે, પણ તેણે તો મૂંગે મોંઢે જરા સ્મિત કરી સાંભળ્યાં જ કર્યું. હું જવાબ દઈ શકું એટલે કે એને મૂંગો પાડી મારો જવાબ સાંભળવાની ને સમજાવવાની સ્થિતિમાં એને આણી શકું એમ હતું જ નહિ. એટલે મેં મૂંગા મૂંગા હિંદુસ્થાનીમાં કેટલી ગાળ છે તેની ગણતરી કર્યા કીધી અને બિચારા કંડક્ટરના કંઠને બહુ ત્રાસ ન પડે માટે મારે ઉતરવાનું હતું તે કરતાં એક સ્ટેશન આગળ ઉતરી ગયો.

ઘણા અનુભવે મને માલૂમ પડયું છે કે કંડક્ટર કોપાવિષ્ટ થયો હોય ત્યારે આપણે નરમ થઇ જઇએ, તો એનો કોપ તરત ઉતરી જાય છે. આમ કે તેમ, નરમ થયા વગર આપણો છૂટકો થતો જ નથી, તો પછી પહેલેથી જ નરમાશ કાં ન ધારણ કરવી ? અક્રોધથી ક્રોધને જીતવો તે આનું જ નામ, પરંતુ અક્રોધથી પણ ક્રોધ કેટલીક વાર વધે છે, એનો અનુભવ મને થોડા વખત પર જ થયો હતો.

પચીસત્રીસ મિનિટ ટ્રામ માટે ખોટી થયા પછી મેં ભરેલી જણાતી ટ્રામમાં ચઢવા માટે પ્રયત્ન કર્યો. 'જગા નહિ' કરી મને ને મારી સાથે ચઢવાનો પ્રયત્ન કરનારા સર્વને કંડક્ટરે નીચે ઉતારી મૂકયા.

એટલામાં આગલે દરવાજેથી બેચાર જણા ઊતર્યા.

મેં કહ્યું: 'પેલા ઊતર્યા, એટલે હવે જગા થઇ હશે.'

'હા, આઓ તુમ' કહી મને એણે પાછલે બારણે દાખલ કર્યો.

પણ હું આગળ જઈ ખાલી પડેલી જગા રોકી પાડું તે પહેલાં આગલે બારણેથી દશબાર સ્ત્રીઓ દાખલ થઈ. ટ્રામની અંદર ચોર કે દેવાદારની પેઠે પુરુષે પાછલે બારણેથી ને માનવંત મહેમાન માલીક કે લેણદારની પેઠે સ્ત્રી તથા બાળકે આગલે બારણેથી દાખલ થવું એવો સામાન્ય નિયમ છે. હું પાછલે બારણેથી દાખલ થઇ આગળ ખાલી પડેલી જગા મેળવી શકું તે પહેલાં તો પેલી સ્ત્રીઓએ એ સર્વ જગા રોકી લીધી.

પાછળ કોઈક જગા ખાલી છે કે નહિ તે જોવા હું પાછો ફર્યો અને કોઈ પણ જગા ખાલી ન જણાતાં આગલે બારણેથી ઊતરવાના ટ્રામના નિયમનો ભંગ ન કરવાના ઇરાદાથી ફરી આગળ આવ્યો.

કયારનો મારી આ ચળવળ જોઇ રહેલો કંડક્ટર વધારે વાર ધીરજ રાખી શકયો નહિ. મોટા અવાજે એ બરાડી ઊઠયો: 'એ ! કયા ધામધૂમ કર રહા હો?"

મારો મિજાજ જતો રહ્યો. એણે જ મને દાખલ કર્યો હતો. છતાં મારી હંમેશની ટેવ પ્રમાણે ક્રોધને અક્રોધથી જીતી લેવાના શુભાશયથી પ્રેરાઇ મેં જુહાર કરી એને કહ્યું: 'જનાબ ! મેરી તકસીર હુઈ; માફ કિજિયે, ગરીબ પરવર ! ફીર એસા નહિ કરૂંગા, જહાંપનાહ !'

ટ્રામમાં બેઠેલા બધા મોટેથી હસી પડયા.

મેં ફરી એને સલામ ભરીને ચાલવા માંડયું.

'અબે ! કયા ઠઠ્ઠા કર રહે હો! કયા સમઝતે હો!' કહી એ લગભગ મારા અંગ પર ધસી આવ્યો અને પછી તો વિશેષણોનો પ્રયોગ કરવાનું જે અદ્‌ભુત કૌશલ્ય એણે દાખવ્યું

તે આખા જન્મારામાં મેં જોયું નથી.

વેપારીઓ સામાન્ય રીતે વિવેક, નમ્રતા વગેરેનો ઉપયોગ કરી ઘરાક વધારે છે. ગાડીવાળાઓ પણ બને ત્યાં સુધી મિજાજ પર કાબૂ રાખી ઘરાકને પ્રસન્ન કરે છે. પરંતુ આ ટ્રામવાળાઓ વધારે મુસાફરો આવે એ માટે કોઇ પણ પ્રકારના પ્રયત્નો કરતા નથી, એટલું જ નહિ, પણ કેટલે દૂરથી દોડીને હાંફતો હાંફતો મુસાફર મહામહેનતે ટ્રામનો ડાંગો ઝાલી ઉપર ચઢવા મથતો હોય, ત્યારે પણ 'જગા નહિ, ઊતર જાઓ" કહી આંચકો મારી એને હડસેલી દેતાં કંડક્ટરને કોઈ દિવસ વિચાર આવતો નથી. વચ્ચે મોટર, ગાડી વગેરે આવવાથી ટ્રામ પર ચઢવા માટે ઊભા રહેલા મુસાફરને જોયા છતાં, તેમની દરકાર કર્યા વગર, ટ્રામ ચાલુ કરી દેવા માટે એ ઘંટડી વગાડે છે.

આનું કારણ એટલું જ છે કે વધારે મુસાફરો આવે કે ન આવે તેમાં એને સ્નાનસુતક નથી. એને તો મળતો હોય તેટલો પગાર મળે છે. મુસાફર જેટલા ઓછા તેટલી મહેનત ઓછી. આથી નુકસાન કંપનીને થાય છે. થોડે નફે પણ બહોળો વહેપાર કરવાના આ યુગમાં આને લીધે કેટલું નુકસાન થતું હશે તેની કલ્પના ટ્રામવે કંપની કરે તો સારૂં. અત્યાર સુધી કંડક્ટરની આવી ઉદાસીન વૃત્તિને લીધે ગએલા નુકસાનનો સંપૂર્ણ બદલો મળી રહે માટે એક સૂચના હું મિત્રભાવે કરૂં છું. ટ્રામમાં કંડક્ટર તરીકે સ્ત્રીઓને રાખવી. બને ત્યાં સુધી જેના પતિ, પિતા અથવા ભાઇ બેકાર હોય એવી તરુણ સ્ત્રીઓને કંડક્ટર તરીકે રાખવાથી એ બેકારોને પણ ફાયદો થશે એટલું જ નહિ, પણ ટ્રામમાં મુસાફરી કરનારાની સંખ્યા હમણાં છે તે કરતાં અનેકગણી વધી જશે. અને એ ઉપરાંત સૌથી મોટો ફાયદો તો

એ થશે કે મુસાફર અને કંડક્ટર વચ્ચે હંમેશ જે વૈમનસ્ય રહેતું હોય છે, તે જતું રહેશે અને તેને સ્થાને પરસ્પર ભાઇચારો (કે 'બહેનચારો') વધશે.

બધા જ કંડક્ટરો ને હાંકનારાઓ ઉપર લખ્યા મુજબના નથી હોતા. કોક પ્રસન્ન અંતઃકરણવાળા, વાત કરવાના રસિયા ને વિવેકી પણ હોય છે. એવા અપવાદભૂત કંડક્ટરો ભલે રહે. બાકીનાને બદલે સ્ત્રીઓને રાખવાની સૂચના વધાવી લેવા જેવી છે એમ મારા ઉપરાંત ટ્રામમાં મુસાફરી કરવાની ટેવવાળા ઘણાઓને લાગશે.



# ૮ : મુંબાઇની ચાલીઓ

"આ આપણું મકાન" મુંબાઇ નવા આવેલા મારા એક ઓળખીતાને એક ભવ્ય ચાલી આગળ ગાડીમાંથી ઊતરતાં મેં કહ્યું.

"ઓહો! આ તમારૂં મકાન!" આશ્ચર્યથી એ વિશાળ ચાલીનું અવલોકન કરતાં એમણે ઉદ્દગાર કાઢયો. ત્રણ દાદર ચઢી ઉપર આવ્યા પછી જરા શ્વાસ હેઠો બેઠો એટલે તપેલા જેવી મારી નાનકડી બે ઓરડીઓનું નિરીક્ષણ કરી એમણે પહેલાંના જેટલા જ પણ જુદા જ પ્રકારના આશ્ચર્યના ભાવથી કહ્યું: "આમાં તમે રહો છો?

"હા, આ જ મારૂં નિવાસસ્થાન" મેં જવાબ દીધો.

"ત્યારે આસપાસ આટલી બધી ઓરડીઓ છે તેમાં કોણ રહે છે?"

"જુદા જુદા ભાડુતો. બધાં આવડી બબ્બે ઓરડીના જ માલીક છે."

"ત્યારે શું તમે આટલી સરખી જગામાં રહો છો ? મેં તો પહેલાં એમ ધાર્યું કે તમે આ મકાન જ ભાડે રાખ્યું હશે !"

"મહિને દિવસે હજાર રૂપિયા કમાનારા યે આખું મકાન તો શું પણ એનો અર્ધો ભાગ પણ ભાડે રાખી શકે એમ નથી. હું તો આ બે જ ઓરડીનો માલીક છું. આખા મકાનનો માલીક જુદો જ છે ને તે અહીં રહેતો નથી."

"પણ આવડી બે ઓરડીમાં રહેવાય શી રીતે ?"

"જમીન માટે પ્રજાઓ ને રાજ્યો મારામારી કરે છે તે કેવી વ્યર્થ છે ને માણુસ માટે બહુ જ ઓછી જગાની જરૂર છે એ મહા સત્ય મુંબાઈ અમને શીખવે છે. તમે પણ થોડા દિવસ અહીં રહેશો એટલે બે ઓરડીમાં સમાસ કરવો તમને ફાવી જશે. આપણે માટે તો બે ઓરડીઓ છે. પણ ઘણાં બિચારાં તો એક જ ઓરડીમાં રહે છે."

જીવન એટલે કેવળ સુખ નહિ, પણ સુખ અને દુઃખ બંને; સગવડ અને અગવડ, ભીડ અને મોકળાશ, ટાઢ અને તડકો: એ મહાસત્ય ચોર્યાશી અવતારમાં પણ જેટલી સહેલાઇથી નથી શીખી શકાતું એટલી સહેલાઇથી ચોર્યાશી કલાકમાં મુંબઇની ચાલી શીખવે છે. બહારથી સુભવ્ય દેખાતી ચાલીમાં રહેનારાંઓને અંદર જગાની કેવી તંગી વેઠવી પડતી હશે, એની કલ્પના નવીન આગંતુકને આવી શકતી નથી. તેમજ ઓરડી છોડીને ગયા પછી તંગી વેઠનાર મનુષ્ય પણ મુંબઇમાં સ્થળે સ્થળે માલૂમ પડતાં ખુલ્લાં મેદાનો જોઇ "આટઆટલી જગા એમ ને એમ પડી રહી છે ને મારે નાનકડી ઓરડીમાં કેમ રહેવું પડે છે ?" એમ વિચારમાં પડે છે. જગતમાં કેટલી અસમા-

નતા–વિષમતા–વ્યાપી રહી છે તેનું ભાન મુંબઇની ચાલી જેટલું બીજી કોઇ પણ વસ્તુ કરાવી શકતી નથી. ઘરમાં ન મળતી હવા ખાવા માટે મુંબાઇમાં ઠેરઠેર ખુલ્લાં મેદાનો ને બાગો છે. મકાનના માલીકનો કોઇક આઘેનો સગો અથવા ભાડું ઉઘરાવનાર મહેતાજીનો કોઇક મિત્ર અચાનક આવી ચઢે તે માટે મકાનમાં એકબે ઓરડીઓ ખાલી રાખી મૂકવામાં આવે છે. અને એજ મકાનની નીચે ફૂટપાથ પર, કાંઈ પણ ઠેકાણે સૂવાની જગા ન મળવાથી, કેટલા યે ગરીબ માણસો પડી રહે છે!

થોડામાં થોડી જગામાં વધારેમાં વધારે વસ્તુઓ શી રીતે સમાવી શકાય તેનું શિક્ષણ મુંબાઇ સિવાય બીજે ભાગ્યે જ મળે છે. નાના સરખા હૃદયમાં જીવનના સર્વ ભાવો સમાઈ જાય છે, વ્યક્તિની અંદર આખી સમષ્ટિ રહે છે, તેમ નાનકડી ઓરડીની અંદર આખું ઘર સમાવી લેવાની કળા મુંબાઇગરાઓએ સુસાધ્ય કરી હોય છે.

મુંબાઇની ચાલીના માલીકો ઘણુંખરૂં વેપારીઓ, પાશ્ચાત્ય કેળવણી ને સંસ્કાર ન પામેલા એવા હોય છે. છતાં એમની ચાલી પાશ્ચાત્ય પ્રણાલિકાઓના પ્રચારકાર્ય માટે જ બાંધવામાં આવી હોય એમ લાગે છે. ચાલીનો માલીક જ્ઞાતિભેદનો અનન્ય ઉપાસક હોય, તોપણ એની ચાલીમાં રહેનારા ભાડૂતોથી જ્ઞાતિભેદ જાળવી શકાય જ નહિ એવી દરેક પ્રકારની વ્યવસ્થા એણે કરાવી હોય છે.

કોઇક વિચારકે કહ્યું છે કે, મનુષ્યને બહુ જગાની જરૂર નથી. એ ઊભો હોય ત્યારે બે ફીટ, બેઠો હોય ત્યારે ચાર, ને સૂતો હોય ત્યારે પાંચ કે છ–એથી વધારે જગાની એને કદી જરૂર પડતી નથી. મુંબાઇની ચાલી બંધાવનારાઓ એ વિચારકના અનુયાયી હશે એમ લાગે છે. વરવહુ સિવાય કુટુંબમાં બીજું

કોઇ હોવું ન જોઇએ એમ પણ એઓ ઇચ્છતા હોય એમ લાગે છે, એટલું જ નહિ, પણ આટલી થોડી જગામાં નાનાં છોકરાં હોય તો બહુ જ ભારે પડે એવું એમાં રહેનારાને સતત ભાન કરાવી સંતતિનિયમનની આવશ્યકતા પણ, તેઓ પોતાના ભાડૂતના ધ્યાન પર લાવે છે.

એ ઓરડીમાં એક કે બે મનુષ્ય કરતાં વધારેનો સમાસ થવો મુશ્કેલ છે, એમ જાણવા છતાં ઘણાં ભાડૂતો પોતાનાં બધાં સગાવહાલાં સાથે એ ઓરડીમાં સમાસ કરી શકે છે. એક ઓરડીની બે અથવા બેની ત્રણ શી રીતે બનાવવી તે તેઓ બહુ સારી રીતે જાણતા હોય છે. ચોરબજારમાંથી આણેલાં કબાટો ગોઠવીને અથવા જૂની સાડીઓ વડે પડદો બાંધીને એ લોકો એક ઓરડાના બે ભાગ પાડી નાંખે છે અને પછી એક એક ઓરડામાં એક કુટુંબ (અર્થાત પતિ અને પત્ની) રહે છે. નાનાં છોકરાંઓ અથવા વૃદ્ધ માબાપ માટે રસોડાનો ઉપયોગ કરી શકાય છે. કેટલાક ડાહ્યા માણસો મુંબાઈ નિવાસ દરમ્યાન 'ઘરવાળી'ને બોલાવતા જ નથી. સ્ત્રીઓ હોય ત્યાં જ આપદા આવે એમ જાણતા હોવાથી તેઓ આપત્તિને આવતી જ અટકાવે છે. બે કે વધારે ભાઇઓને તેમની પત્ની સાથે બે ઓરડીની અંદર રહેવું પડે છે ત્યારે તેઓ ઉપર્યુક્ત યુક્તિનો આશ્રય લે છે.

રજા દરમ્યાન રેલ્વેના થર્ડકલાસમાં મુસાફરી કરનારાઓને સૂવા માટે જગા મેળવતાં જેટલી અગવડ પડે છે તેવી જ અગવડ વધારે માણસોવાળા કુટુંબને મુંબાઇમાં છે. દિવસે તો મુંબાઇના વિશાળ રસ્તા પર તેઓ ફરતા ફરે છે, પણ રાત્રિ તો તેમને 'ચુલામાં માથું ને મોરીમાં પગ' એવી સ્થિતિમાં ગાળવી પડે છે.

મુંબાઈ વેપાર કરવા આવેલા મારવાડીઓ માટે કહેવાય

છે કે તેઓ દશવીસ જણા મળીને એક નાની સરખી ઓરડી ભાડે રાખે છે. સૌ વીશીમાં જમે છે, પણ રાતે સૂએ છે એ ઓરડીમાં અને જગા એટલી સાંકડી હોય છે કે સુતા પછી કોઇને પાસું ફેરવવાનું મન થાય છે, તો તેને ઊભા થઇ મોં ફેરવી પાછા સૂઇ જવું પડે છે. સૂતા સૂતા પાસુ ફેરવી શકાતું નથી !

કેટલાક ચતુર માણસો ભીંત પર રેલ્વેના ડબ્બામાં હોય છે તે પ્રમાણે, એક ઉપર એક લાંબા પાટિયા મારે છે અને તેના પર રાતનાં પડી રહે છે. ઘણાને તો ઓરડી બહાર ચાલીની અંદર સૂવું પડે છે, અને મોડી રાતે નાટકસિનેમામાંથી પાછા ફરનારા અંધારામાં જ્યારે એમના દિલ પર પગ મૂકી દે છે, ત્યારે જ તેમને, 'આ કંઈ સૂવાની જગા નથી' એવો ખ્યાલ આવે છે.

આટઆટલી અગવડો છતાં મુંબાઈમાં ઓરડી મેળવવી એ અતિ મુશ્કેલીભર્યું કાર્ય ગણાય છે. આ બેકારીના જમાનામાં નોકરી શોધવા આવનારને મુંબાઈમાં નોકરી મળ્યા પછી પણ ઓરડી મળતી નથી. આવા માણસો સામાન્ય રીતે વધુ સોંઘે ભાડે મળતા 'સેનેટેરિયમ' નામથી ઓળખાતા મકાનનો આશ્રય લે છે. બેચાર સેનેટેરિયમમાં ત્રણ ત્રણ મહિના ગાળી એઓ ભાડું બચાવી મનમાની ઓરડી કવચિત શોધી શકે છે. પણ જેને આવા સેનેટેરિયમની સગવડ વિષે માહિતી હોતી નથી તેઓ બિચારા તો અથડાયાં જ કરે છે.

એક ઓરડી મેળવવા માટે કેટકેટલા દેવોને આરાધવા પડે છે, તે જે ઓરડી શોધવા માટે ભટકયો હોય છે, તે જ જાણે. મકાનના માલીકને 'પાઘડી' આપવી પડે છે. ભાડું ઘણું વધારે તો હોય જ છે, છતાં ઓરડી જોઇતી હોય, તો જોઇએ તે કરતાં યે ઘણો વધારે પૈસો ભેગો કરી હવે આનો શો ઉપયોગ

કરવો તેની જેને સમજ ન પડતી હોય, એવા શેઠિયાઓને 'પાઘડી'ના બસોત્રણસો રૂપિયા એકસામટા દક્ષિણામાં આપવા પડે છે. પરંતુ પહેલા શેઠને સંતોષ થતો નથી. આપણી જોડે ઘરવટનો સંબંધ બાંધવા ઇંતેજાર હોય એમ એ પૂછે છે: 'એકલા છો ? બૈરાંછોકરાં છે કે નહિ ?' વગર પરણેલા બધા પુરુષો હરામખોર હોય છે એની તેને ખાતરી થઈ ગઈ હોય છે. 'કુંવારાને ઓરડી આપવાનો અમારે ત્યાં રિવાજ નથી' એ કહે છે. અને નોકરી શોધવા આવેલો ઓરડી શોધતો કુંવારો જુવાન છોકરી શોધવાની ફિકરમાં પડે છે. જાણકાર હોય તો તે, કુંવારો હોય તોયે કહે છે: "બૈરી છોકરાં દેશમાં છે." પરંતુ એકલા શેઠને સંતોષ્યે ચાલતું નથી. શેઠના જેવા જ–અથવા શેઠના પણ શેઠ હોય એવા એના મુનીમને પણ રાજી કરવો પડે છે. અને છેવટે ભૈયો. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ જેવી આ શેઠ, મુનીમ ને ભૈયાની ત્રિપુટીને ભક્તિભાવ, દક્ષિણા ને નૈવેદ્યથી આરાધી પ્રસન્ન કરાય, તો જ જેમાં સુખ કરતાં દુઃખ, સગવડ કરતાં અગવડ, પ્રકાશ કરતાં અંધારું, હવા કરતાં ઘામ, મોકળાશ કરતાં ભીડ વધારે છે એવી, માનવજીવન સમી, મુંબાઈની ઓરડી મળે છે.



## ૯ : ઘર બદલવા વિષે

શ્રી કૃષ્ણ કોઈ દિવસ મુંબાઈ નહોતા આવ્યા એ ચોક્કસ છે. ભીમ, અર્જુન, અગસ્ત્ય વગેરે આ બાજુ આવી ગયા હતા એમ છાતી ઠોકીને કહેનારા મળી આવે છે, પણ શ્રીકૃષ્ણ એમણે ગીતા લખી ત્યાં સુધી તો આ બાજુ નહોતા આવ્યા એ ખાતરીથી કહી શકાય એમ છે. એ જો મુંબાઈ આવી ગયા હોત તો મૃત્યુનું સ્વરૂપ સમજાવતાં એમણે ગીતામાં वासांसि जीर्णानि यथा विहाय જૂનાં વસ્ત્રો ત્યાગી નવાં વસ્ત્ર પહેરે છે તેમ જીર્ણ શરીર તજીને આત્મા નવીન શરીર સ્વીકારે છે એમ કહ્યું છે, તેને બદલે गृहाणि जीर्णानि यथा विहाय—જૂનાં મકાન બદલી મનુષ્ય જેમ નવા ઘરમાં રહેવા જાય છે તેમ આત્મા જૂનું શરીર છોડી નવીન ખોળિયામાં પ્રવેશ કરે છે એમ કહ્યું હોત.

મુંબાઈમાં એક જ સ્થળે સ્થિર થઈને માણસો ને જનાવરો જ નહિ, રસ્તાઓ ને મકાનો પણ રહેતાં નથી. આજે ઉજ્જડ જણાતી જગા પર પંદર દિવસ પછી સહસ્ત્રકંઠકલકલનિનાદ-કરાલે–હજારો કંઠના અવાજથી ભયંકર લાગતી–ઈમારત ખડી થઈ જાય તો અહીં કોઈને નવાઈ લાગે નહિ, અહીંની ‘ આંધળી ગલીઓ ’ થોડા વખતમાં દેખતી બની જાય છે અને દરરોજ હજારો મનુષ્યો આવજા કર્યાં કરતાં હોય એવા રસ્તાઓ પોતાને ગળે ‘ રાહદારીનો રસ્તો નથી ’ એવું પાટિયું લગાવી નવાસવા રાહદારી સામું ઘુરકીને એને પાછા કાઢી મૂકતાં ખંચકાતા નથી.

મુંબાઈમાં ઘર બદલવાં એ કપડાં બદલવાં જેવું સ્વાભાવિક છે–પણ એટલું સહેલું નથી. કયા કારણસર કયો માણસ કયારે ઘર બદલશે એ કહેવાની ભલભલા જોશીની હિંમત ચાલી શકે એમ નથી. એટલું જ નહિ, પણ ઘર બદલવાનો નિશ્ચય કર્યા પછી એનો અમલ કયારે થઈ શકશે એ એથી યે વધારે અનિશ્ચિત છે.

મારા એક મિત્ર લગભગ ત્રણ ત્રણ મહિને મકાન બદલે છે, ને નવા મકાનમાં આવ્યા પછી હંમેશ કહે છે કે: ‘હવે પાંચ વર્ષ સુધી અહીંથી ખસવું નથી.’ અને એમ કહ્યા પછી અઠવાડિયાની અંદર એઓ નવું મકાન શોધવા માંડે છે. બીજા એક મિત્ર છે તે ‘હવે આવતે મહિને નવા મકાનમાં જવાનો છું’ એમ લગભગ બાર વર્ષથી કહે છે ને હજી એના એ જ મકાનમાં રહે છે.

પણ મુંબાઈમાં ઘર બદલવું એ સહેલું નથી. એના કરતાં ખોળિયું બદલવું ય સહેલું પડે એમ જેને જેને ઘર બદલવું પડે છે તેને તેને લાગે છે.

‘તમને બધી રીતે ફાવે એવી જગા છે. ઓરડા મોટા ને સગવડવાળા છે. હવાઉજાસ પણ જોઈએ એવાં છે. પાડોશ પણ સારો છે–’

'એમ ? ચાલો ત્યારે. અત્યારે જ નક્કી કરી દઇએ.' કહીને હું ઊભો થયો.

'પણ–' મારા મિત્રે કહ્યું.

'એમાં પણ 'પણ' છે ?'

'એક વાંધો છે'

'કંઈ નહિ. નજીવો વાંધો હશે તો ચલાવી લઇશું, પણ ઘર શોધીને હવે હું થાકી ગયો છું.' મેં કહ્યું.

'ખાલી નથી.'

'એમ ?' હું બેસી ગયો: "ભલા માણસ, તો પછી પહેલેથી જ ભસી–અરે ! કહી દેવું હતું ને !' વધતી જતી રોષવૃત્તિને મહાપ્રયત્ને કાબૂમાં લાવતાં કહ્યું.

મારો રોષ છેક અકારણ નહોતો. છેલ્લા પંદર દિવસથી બાબરા ભૂતની પેઠે મેં દાદર ચઢઊતર કરવા સિવાય બીજું કાંઇ ઉપયોગી કાર્ય કર્યું નહોતુ. બાબરા ભૂતને એમાં રસ પડતો, મને ત્રાસ પડતો એટલો જ ફેર. આટલા દિવસમાં હું નહિ નહિ તો ૧૨૫ માળ, ૩૭૫ દાદર ને ૭૫૦૦ પગથિયાં ચઢયોઊતર્યો હોઇશ. આ અણગમતી શારીરિક કસરત ઉપરાંત મારે માનસિક કસરત પણ ઓછી નહોતી કરવી પડી. મુંબાઈની ભૂગોળનો પ્રત્યક્ષ પરિચય સાધતાં ગામદેવીથી ગિરગામ ને ખેતવાડીથી ચોપાટી સુધીના રસ્તા મારા પગ તળે આવી ગયા હતા–લગભગ કચરાઇને ચગદાઈ ગયા હતા.

બધા ઘરધણીઓએ મળીને મુંબઇના રહેવાસીઓને ઘર શોધવામાં પડતી તકલીફનો પદાર્થપાઠ શીખવવા નિશ્ચય કર્યો છે. મારે જ્યારે પહેલવહેલું ઘર બદલવાનું આવ્યું ત્યારે મને લાગ્યું કે નવું ઘર શોધવું એમાં શી વાત છે ? આપણે ક્યાં

મફત રહેવું છે? પૈસા આપતાં ઘર ન મળે એ તે કાંઇ વાત છે? આજે છસાત ઘર બદલ્યા પછી લાગે છે કે મફત રહેવું હોય તેને નિરાંતે ઘર મળી શકે છે. પૈસા ખરચીને ઘર શોધનારને ઘર બદલવા કરતાં સંન્યાસી થઇ જવું સારૂં એમ લાગી આવે છે.

મુંબઇના ઘરધણીઓમાં હાસ્યરસની અદ્‌ભુત વૃત્તિ હોય છે. ઘર શોધનારાઓને બનાવવાની કલામાં એમના જેવા નિષ્ણાત પૃથ્વીના પટ પર બીજા કોઇ નહિ હોય.

> "બ્લોક્સ–ઓરડાઓ ( નળસહિત ) સસ્તા
> દરથી ભાડે આપવાં છે. નં.–માં ટેલિફોન કરો."

એવું પાટિયું વાંચી આપણે ટેલિફોન રાખતા હોય એવા આપણા કોઇ ઓળખીતા ગૃહસ્થને ઘેર જઇ ટેલિફોન કરીએ છીએ. "હમણાં કોઇ નથી. બે કલાક પછી ફરી ફોન કરજો" એવો જવાબ મળે છે. બે નહિ પણ એકાદ કલાક પછી ટાંટિયાની કઢી કરી આપણે ફરીથી ટેલિફોન કરવા જઇએ છીએ, ત્યાં સુધી ટેલિફોનનો કંઇ જવાબ મળતો નથી. આખરે કંટાળીને હવે કાલે ફોન પાછો કરી જોઇશું એમ નક્કી કરી છેવટે એક વાર પાછો ફોન કરીએ છીએ ત્યારે, શેઠ જાતે ફોન પર હાજર થઇ આપણને જણાવે છે કે: "ઘર આગળ ભૈયાને પૂછો"!

'તો જખ મારવા ટેલિફોન કરવાનું પાટિયા પર લખ્યું છે! ઘર આગળ ભૈયાને કહેવાનું હોત તો પહેલેથી જ કહી ન દેતે?' આપણે કહીએ છીએ–ફોનમાં નહિ, પણ મનમાં. ફરી એ ઘરની યાત્રા કરવાને જઇએ છીએ. પણ ત્રણચાર દિવસ સુધી ભૈયાનો પત્તો ખાતો નથી. આસપાસ તપાસ કરતાં—

'અહીંઆં કોઈ ભૈયો જ નથી.'

'પહેલાં અહીં એક ભૈયો હતો ખરો, પણ હવે નથી.'

'અહીંઆં ભૈયો છે ખરો, પણ તે મકાન કોઇને બતાવતો નથી—મકાન ન બતાવવાની એણે બાધા લીધી છે.'

'ભૈયો નથી, પણ પઠાણ છે.'

'ભૈયો યે નથી ને પઠાણે નથી, પણ ઘાટી રહે છે ખરો.'

એવી એવી માહિતી મહા મહેનતે ભેગી કરી શકીએ છીએ. આખરે ભૈયો હાથ આવે છે, ત્યારે એ મહેતાજીને મળવાનું કહે છે. મહેતાજીનું નામ એ જાણતો હોતો નથી, પણ એનું વર્ણન—કોઈ પણ માણસને લાગુ પડી શકે એવું વર્ણન—કરી બતાવે છે. મહેતાજી તરફથી છેવટે ખબર મળે છે કે જગા તો બે દિવસ પહેલાં જ પૂરાઇ ગઈ!

કેટલાક ઘરધણીઓ 'ભાડે આપવાનું છે' એવાં પાટિયાં જગા ભાડે અપાઈ ગયા પછી વરસ–બે વરસ સુધી લટકાવી રાખે છે; ને આપણે ઉત્સાહભેર એને પૂછવા જઇએ છીએ ત્યારે હસીને કહે છે " અરે! સાળું પાટિયું હજી પડી જ રહ્યું છે. ભાઈ, જગા તો વરસ થયાં ખાલી નથી. પણ પાટિયું ખસેડવું રહી ગયું. તમને નકામી તકલીફ પડી. ચાલો, કંઇ નહિ. મારા સરખી કામસેવા ફરમાવજો, સાહેબજી."

ઘરધણીઓમાં હાસ્યની વૃત્તિ હોય તેમાં મને વાંધો નથી. પણ એ વૃત્તિનો ઉપયોગ જરા વધારે પડતો ને ઘર શોધનારાઓને હેરાન કરવા પૂરતો જ કરવામાં આવે છે એમ નથી લાગતું !

ઘર શોધવું એ ગૃહિણી શોધવા જેટલું સહેલું નથી. આપણે માટે ગૃહિણી શોધી આપનારા તો માબાપથી માંડી અનેક સગાંવહાલાં નીકળી આવે છે. પણ ઘર શોધવાની બાબ-

તમાંથી એથી ઊલટું જ બને છે. દિવસોના પરિશ્રમ ને ઊજાગરા પછી આપણે આખરે ઘર શોધી કાઢીએ છીએ ત્યારે આપણી સાથે રહેતા આપણા કુટુંબીજનોની વિવેકવૃત્તિ એકાએક જાગૃત થઇ જાય છે.

'જગા બહુ ઓછી છે'. એક જણ કહે છે.

'ઉંહું'! છેક અંદરથી છે. બહાર રસ્તા પર શું થાય છે તેની તો જરા યે ખબર ના પડે.' ત્રીજી વ્યક્તિ ઉચ્ચારે છે.

'બધું સારૂં, પણ હવા નહિ; એ કેમ ચાલે ?' માણસ કરતાં નાગને જોઇએ એટલા પવનની શોખીન ચોથી વ્યક્તિ અભિપ્રાય દર્શાવે છે.

'પવનબવન ઠીક છે, પાડોશીની પંચાતમાં આપણે શા માટે ઊતરવું જોઇએ ? અને રસ્તા પર શું થાય છે તે જાણવાની આપણને ખાસ જરૂર હોય તોપણ તેટલા માટે રસ્તા પર નજર કર્યાં કરવાની કંઇ જરૂર નથી. રસ્તા પર હંમેશ થતું આવે છે તેમજ થાય છે, બધી રીતે જગા અનુકૂળ છે'–પાંચમી વ્યકિત ભાષણ કરવા માંડે છે.

તેનો અભિપ્રાય આપણી તરફેણમાં જોઇ આપણે વચ્ચે જ બોલી ઊઠીએ: છીએ. 'ખરી વાત, તમે બરાબર કહ્યું. ત્યારે એ જગા રાખી જ લઇએ, ખરૂં ને ?'

'ના'

'હેં ?' આશ્ચર્યથી આભા થઈ આથી વધારે આપણે બોલી શકતા નથી.

'આઘે બહુ છે. જવા આવવાની ઘણી જ તકલીફ પડે. એટલે એ જગા રાખવી કોઇ પણ રીતે સારી નથી.' એ છેવટનો અભિપ્રાય મક્કમપણે ન્યાયાધીશની અદાથી ઉચ્ચારે છે.

આ પ્રકારની બધાને પસંદ પડતી જગા મુંબાઇમાં ( કે અન્યત્ર ) બંધાઈ નથી. પણ કોઇ એકને પણ અનુકૂળ થઈ પડે એવી જગા વખતસર ને ગજા પ્રમાણેના ભાડામાં મળી શકે તો પણ નવાઇ જેવું કહેવાય.

ઘર બદલવાની વાત આવતાં હું બદલાઇ જાઉં છું. મારો તેમજ સૌનો મિજાજ પણ બદલાઇ જાય છે. જાણે બધાં કુરુક્ષેત્રની ભૂમિ પર લડવા સજ્જ થઇ ઊભાં હોય એવો દેખાવ થઇ રહે છે.

આ બધું જોતાં મને લાગે છે કે ઘર શોધવાની વાત જ માંડી વાળવી. એ સર્વનો એક જ રામબાણ ઇલાજ છે. ઘર શોધવા કરતાં ઘર બંધાવી લેવું એ જ સારૂં છે. પણ તેમાં એક મોટી મુશ્કેલી છે—નાણાંની. પણ એ તો આપણા સૌની કાયમી મુશ્કેલી છે. એનો વિચાર કરવા બેસીએ તો કામ થાય નહિ.



## ૧૦ : પાડોશીઓ

પાડોશીઓ બહુજ ઉપયોગી પ્રાણી છે. વતનમાં તો પાડોશી સાથે ઘણા લાંબા વખતનો પરિચય હોવાથી તેમની સાથે આપણે સહેલાઇથી હળી જઇએ છીએ તેમજ પાડોશી સાથે ન બનતું હોય તો તેના વગર ચાલી પણ શકે છે. પણ પરદેશમાં તો પાડોશી આપણને અણીની વખતે કામ લાગે છે તેથી એને ખુશ રાખવા પ્રયત્નશીલ રહેવું પડે છે. દેવ સર્વત્ર છે, છતાં તીર્થસ્થાનમાં એનો પ્રભાવ વિશેષ ગણાય છે, તેમ પાડોશીની મહત્તા સાર્વત્રિક હોવા છતાં મુંબાઇમાં એની મહત્તા બહુ વધારે પ્રમાણમાં છે.

ચાલી બંધાવનારાઓએ ભાડૂતના જીવનમાં કંઇ યે ખાનગી રહેવું જોઇએ નહિ એવા મન્તવ્યથી પ્રેરાઇને બાજુમાં રહેનારા પાડોશીની જોડે વસનારની દિનચર્યા (અને ઘણી વાર તો રાત્રિચર્યા

પણ) જોવાની બધી સગવડ કરી આપેલી હોય છે. કોર્ટમાં સાક્ષીને 'ઇશ્વરને હાજર જાણીને' સાચું બોલવાના સોગન ખવડાવવામાં આવે છે અને તેમ તે સોગન ખાય છે પણ ખરો, છતાં ઇશ્વરને હાજર જાણીને જ જવાબ દેતો હશે કે નહિ તે તો કોણ જાણે; પરંતુ મુંબાઇમાં રહેનારને તો 'પાડોશીને હાજર જાણીને જ' હંમેશા વર્તવાનું હોય છે. 'ભોંયમાં પેસી ભોંયરે કરીએ કાંઇ કામ' વગેરે પંક્તિઓ ઇશ્વિરને ઉદ્દેશીને લખાએલી છે, તેમાં સહેજ ફેરફાર કરી પાડોશીને ઉદ્દેશી કહી શકાય કેઃ

'રસોડામાં પેસી ખૂબીથી કરીએ કાંઇ કામ
પાડોશીથી તોય એ છાનું રહે ન તમામ.'

આમ પાડોશી ધારે તો બાજુના વસનારના જીવનનો પ્રમાણભૂત સાક્ષી બની શકે. પરંતુ ઘણી વાર, ઇશ્વિરની માફક એ પણ પોતાની આસપાસ વસનારાં માટે કેવળ ઉદાસીન વૃત્તિ સેવે છે. પડોશમાં કોણ રહે છે, એ શું કરે છે તે જાણવાની એને જરા પરવા હોતી નથી.

વીસવીસ વર્ષ થયાં બાજુમાં રહેલા હોવા છતાં પરસ્પર એક શબ્દ પણ બોલ્યા ન હોય એવા પાડોશીઓ મુંબાઇમાં અનેક વસે છે. મારે એક વખત ચોપાટી આગળ આવેલી એક નાનકડી ચાલીમાં કોઇકને મળવા જવાનું હતું. હું ચાલી બરાબર જાણતો હતો. કેટલામે માળે એ માણસ રહે છે તે પણ મને ખબર હતી. પણ કઇ ઓરડી તે ચોકસ જાણતો નહોતો. એ જે માળ પર રહેતો હતો ત્યાં જઇ મેં પહેલી ઓરડીમાં રહેનારને પૂછી જોયું.

'શું ? કોણ ?'

'મિ.—ની રૂમ કયાં છે ?' મેં પૂછયું.

'ખબર નથી આગળ પૂછો.'

ત્રણેક ઓરડી વટાવી ચાલીમાં બહાર ઊભેલા એક ગૃહસ્થને મેં પૂછ્યું. 'મિ.–ની રૂમ કઇ ?'

'મિ.–? એ નામના કોઇ માણસ અહીં રહેતા જ નથી.'

'રહે છે તો અહીં જ' મેં જવાબ દીધો.

'ત્યારે નીચેના માળ પર ખબર કાઢો.'

'માળ પણ આજ.'

'હું વધારે જાણું કે તમે જાણો ? હું વીસ વરસથી અહીં રહું છું.'

'એ ભાઇ પણ પંદરવીસ વરસથી અહીં રહે છે ને એણે પોતાને હાથે જ સરનામું લખી આપ્યું છે.' મેં કંઇક નરમ પડી જવાબ દીધો.

'સરનામામાં ભૂલ થઇ હશે.' પેલા ગૃહસ્થે ઉત્તર દીધો.

એટલામાં અમે ઊભા હતા તેની બાજુની ઓરડીમાંથી જ હું જેને શોધતો હતો તે ગૃહસ્થ અમારી વાતચીત સાંભળી બહાર આવ્યા.

'જુઓ આ રહ્યા મિ.—હું જેના માટે પૂછતો હતો તે. તમે ના કહેતા હતા, પણ અહીં જ રહે છે.' મેં પેલા ગૃહસ્થને કહ્યું.

પણ મારૂં કહેવું પૂરૂં સાંભળ્યા વગર એ ત્યાંથી ચાલ્યા ગયા.

મેં આ વાત હું જેમને મળવા ગયો હતો તેમને કહી ત્યારે એમણે ખુલાસો કર્યો: 'એ મારૂં નામ નહિ જાણતા હોય એ બનવાજોગ છે. હું પણ એમનું નામ નથી જાણતો. અમે લગભગ વીસ વરસથી સાથે રહીએ છીએ. પણ એકબીજા સાથે બોલ્યા પણ નથી. સાહેબજી સલામનો અમારા વચ્ચે વહેવાર છે. નળ ઉપર કોઇક વાર મળી જઇએ તે સિવાય એકબીજાને મળતા પણ નથી, તો નામ જાણવાથી વાત જ શી ? એ એને રસ્તે ને હું મારે રસ્તે. બીજાની પંચાત કરવાની આપણને શી જરૂર ?'

આવા 'બીજાની મારે શી પંચાત!' એમ માનનારા પાડોશીઓ મુંબાઇમાં છે. પરંતુ મોટે ભાગે તો બીજાની પંચાતમાં જ રસ લેનારા મનુષ્યો, બીજા બધા દેશોમાં હોય છે તેમ, મુંબાઈમાં પણ છે. પાડોશી શબ્દ 'પાડો' અને 'ડોશી' એ બે શબ્દ પરથી બન્યો હોય એમ લાગે છે. કેટલાક પાડોશી પાડા જેવા હોય છે. બીજા ડોશી જેવા હોય છે. અન્ય કોઇ પણ વસ્તુની પરવા કર્યા વિના પોતાનામાં જ મસ્ત થઈ પાડો જેમ પડી રહે છે તેમ આ પ્રકારના પાડોશીઓ આસપાસ કોણ વસે છે, તેઓ કેવા છે ને શું કરે છે વગેરે વસ્તુની પરવા રાખ્યા વગર પોતાના જ તાનમાં મસ્ત રહે છે. બીજા પ્રકારના પાડોશીઓ, પોતાની જીવનલીલા લગભગ સમાપ્ત થવા આવેલી હોવાથી બીજાના જીવનને જ પોતાનું જીવન માનતી થએલી ડોશીની પેઠે, બાજુમાં વસનારાઓની પ્રત્યેક બાબતમાં ઊંડો રસ લે છે.

અતડા રહેનારા પાડોશીઓ કરતાં આવા મળતાવડા પાડોશીઓ બહુ ભારે પડે છે. મળતાવડા પાડોશી પણ બે પ્રકારના હોય છે. મિત્રભાવે આવનારા ને શત્રુભાવે આવનારા. પાડોશીઓને એક વાર બરાબર ઓળખી લીધા પછી તેનાથી કેમ ચેતતા રહેવું એ આપણને સહેલાઇથી સમજાય છે. આપણી પાસે આવીને અથવા આઘા રહીને પણ એ આપણી છાની વાતો ભેગી કરે છે, તેમાં પોતાની તરફનો ઊમેરો કરે છે અને પછી દાનવીરની પેઠે જગતને ચરણે એ રસભંડોળ ધરે છે. આપણે ખાવાના શોખીન હોઇએ, અઠવાડિયે એકાદ વાર મિષ્ટાન્ન બનાવી જમતા હોઇએ તો 'અરે! એ લોકો તો એવાં ખાઉધરાં છે! દરરોજ મિષ્ટાન્ન બનાવીને ઉડાવે છે–કેટલીક વાર તો દહાડામાં બે વાર ખાય છે' એવી વાત ધીરે ધીરે એ પ્રસારે છે.

મુંબાઇમાં બહુ ખાવું સારૂં નહિ એમ માની એક વાર જમીને ચલાવતાં હોઇએ તો 'અરે! ભૂખડીબારસ છે ભૂખડીબારસ! પુરૂંપાધરૂં બે વાર જમતાં પણ નથી. બાઈસાહેબને રાંધવું ગમતું નથી, ને ભાઇ ચાલો પૈસો બચે છે કહી ચલાવે છે.' એમ એ લોકોને કહેતા ફરે છે.

આવા સવાઇ સેન્સર જેવા પાડોશીની પાસે નવાં પરણેલાં દંપતીને રહેવાનું આવે છે, ત્યારે તેમની સ્થિતિ દયાજનક થઇ જાય છે. દંપતી રસિક હોય-અને તરતનાં પરણેલાં કોણ રસિક નથી હોતાં?-તો આવા પાડોશી તેમને લગભગ ખાઈ જાય છે. 'દુનિયામાં કોઇ પરણ્યાં હશે કે નહિ? આ તો સાવ બેશરમ લાગે છે. બાઇડીને સાથે લઇને રોજ ફરવા જાય છે ને ઘેર પણ મોટા નાનાનો મલાજો રાખ્યા વિના સાથે હિંચોળે હીંચે છે!' પેલા નવદંપતીની નિર્લજ્જતાની વાત સાંભળનાર 'ત્રાહિ ત્રાહિ' પોકારે એવી રીતે વધારી વધારીને મીઠુંમરચું ભભરાવીને તેઓ કહે છે. ખાસ કરીને સ્ત્રી ભણેલી હોય, અને નવા પરણેલાં હોય અને પાડોશમાં કાઠિયાવાડમાંથી તરતની આવેલી વૃદ્ધ કુલાંગના હોય ત્યારે જગતને ઘણું જાણવાનું મળે છે.

કાઠિયાવાડનાં રહેવાસીઓ-ખાસ કરીને વૃદ્ધ વયનાં સ્ત્રી પુરુષો-મુંબાઇમાં પણ પોતાની જોડે કાઠિયાવાડ લેતાં આવે છે. એમની સાથે ગમે એટલો પરિચય થાય છતાં સ્ત્રીવર્ગ સાથે બોલી શકાય નહિ. સુરતભરૂચનાં રહેવાસીઓને આ વાતની ખબર હોતી નથી. અને ભૂલ્યેચૂક્યે પાડોશમાં વસતા કાઠીયાવાડી મિત્રની સ્ત્રી અથવા બહેન સાથે એ બોલવા જાય છે તો એના બાર વાગે છે.

એક વખત મુંબાઇની પ્રચલિત પ્રથા અનુસાર ઓરડીએ તાળું દઇ પાડોશીને કૂંચી આપવા હું ગયો. પાડોશી બહાર ગયા

હતા. એમનાં પત્ની રસોડામાં હતાં.

'નથી' અંદરથી જ એમણે જવાબ દીધો.

'આ કૂંચી' કહી કૂંચી આપવા માટે મેં ઘરમાં દાખલ થવા પ્રયત્ન કર્યો, તો દિવાનખાનામાં બેઠેલી સ્ત્રી તરત દોડીને રસોડામાં ભરાઇ ગઇ ને અંદરથી બારણાં દઇ દીધાં!

મને આ વિચિત્ર વર્તનનો અર્થ ન સમજાયો. પાછળથી ખબર પડી કે સ્ત્રી અને પુરુષે (પતિપત્ની હોય તો દિવસે અને પતિપત્ની ન હોય તો કોઈ પણ વખત) એક ઓરડામાં સાથે રહેવું કે બોલવું એ મહા ભયંકર પાપ છે. પુરુષ ઉંબરાની બહાર હોય અને સ્ત્રી ઓરડાની અંદર હોય, બંને વચ્ચે ગમે એટલો સંબંધ હોય, તોપણ સ્ત્રી તે સ્ત્રી અને પુરુષ તે પુરુષ. એ બંનેથી એકબીજા સાથે પ્રત્યક્ષ રીતે વાત થઈ જ ન શકે. રાવણ એ જ પ્રમાણે સીતાને હરી ગયો હતો. પુરુષ માત્ર રાવણ છે, સ્ત્રી માત્ર સીતા છે. પુરુષ એને ઊંચકી જવા માટે અને સ્ત્રી, લક્ષ્મણ સમા વૃદ્ધ જનોએ આંકેલી મર્યાદાનું ઉલ્લંઘન કરવાને, હંમેશા આતુર હોય છે.

વાતચીત તો આઘી રહી પણ પુરુષ સ્ત્રીને જુએ એટલે જ બંનેના પતનનો આરંભ થાય છે. આથી જ સ્ત્રીઓને બુરખામાં રહેવું પડે છે, અથવા તો પોતાના એકલ રાજ્ય-રસોડામાં જ રહેવું પડે છે. તેનો સીમાડો ઓળંગતાં લાજ કાઢી ઘૂમટો તાણ્યા પછી પણ સ્ત્રીથી પાડોશી સાથે વાત ન થાય. ફેરિયા પાસે વસ્તુ વેચાતી લેવાની હરકત નથી. કેટલીક ચતુર સ્ત્રીઓ ઘૂંઘટપટની અંદરથી પણ બધી વસ્તુનું દર્શન કરી શકે છે. પણ કોઈક એવી પણ છે, જે બિચારી ઘૂમટાની અંદરથી કશું પણ જોઇ શકતી નથી.

આવી એક નવી પરણીને આવેલી સ્ત્રીએ, 'ફેરિયા પાસે શાક લઈ મૂકજે' એવી ઓફિસ જતી વેળા પતિએ કરેલી આજ્ઞાનું પાલન કરતાં ઈંડા વેચનારને ભીંડા વેચનારો ધારી, તેની પાસેથી 'પૈસાના દે' કહી બૂમ પરથી ભીંડાને બદલે ઈંડાં ખરીદ કર્યાં. ઓરડીની અંદર ગયા પછી જોયું તો ઈંડાં માલૂમ પડયાં. પણ ફેરિયાને બૂમ પાડીને બોલાવાય શી રીતે? સાંજે પતિદેવ ઘેર આવ્યા અને તેમને પત્નીની ભૂલ માલૂમ પડી ત્યારે ખીજવાવાને બદલે તેઓ ખુશ થયા! 'ગમે તેમ, પણ તેણે ફેરિયાનું મોઢું તો નજ ભાળ્યું ના! પરપુરુષને દેખ્યો નહિ ઈ બસ છે.'

પણ આવા પાડોશીઓ કરતાં પણ થોડા વખતમાં ગાઢ મૈત્રી બાંધી દેનારા પાડોશી સાથે રહેવું બહુ કષ્ટરૂપ છે. ત્રણ દિવસમાં તો ત્રણ ભવનો પરિચય હોય એવી રીતે એઓ વર્તવા માંડે છે. દુર્ભાગ્યે એક કચ્છી પાડોશી સાથે મારે એક વરસ ગાળવું પડયું હતું. એમને પોતાને ત્યાં રહેવું ગમતું જ નહિ. આખો વખત મારી ઓરડીમાં જ બેસતા. રાતના મને ઊંઘ ઘણી આવતી હોય તોપણ એ જતા નહિ. ત્યારે હું કહેતો: 'હવે મને બહુ ઊંઘ આવે છે'. ત્યારે એ જવાબ દેતા 'ભલે ઊંઘી જાઓ. હું તો આ બેઠો છું.' છેવટે કંટાળીને હું દીવો હોલવી નાંખતો, ત્યારે એ પાછો સળગાવતા અને સ્મિત કરીને બોલતા, 'એમ કાઢી કાં મેલો? હું હમણાં નથી જવાનો. હજી તો કલાક બેસવાનો છું'. અને કલાક તો શું પણ દોઢબે કલાક બેસતા!

—મારે કહેવું જોઈએ કે એ પાડોશીથી કંટાળીને મારે ઘર ખાલી કરીને બીજે જવું પડયું હતું.



# ૧૧ : મુંબાઇનું કૌટુમ્બિક જીવન

મુંબઈ જનારાઓ મોટે ભાગે કમાવાને વાસ્તે જ જાય છે. બીજા શહેરો ને ગામો પેઠે મુંબાઇને પોતાનું વતન માની ત્યાં જ સ્થાયી નિવાસ કરવાના વિચારથી મુંબાઇમાં રહેનારાઓની સંખ્યા, હશે તોયે, ઘણી જ ઓછી હશે. આથી બજારમાં શાક લેવા આપણે ગયા હોઇએ ને શાક લઈ જલદી ક્યારે પાછા ફરીએ એવી જે વૃત્તિ આપણે અનુભવીએ છીએ, તેવી મુંબાઇગરાઓની વૃત્તિ રહે છે. મુંબાઇમાંથી સારી પેઠે કમાઇ વતન જઇ સુખચેનથી રહેવું એવી ઘણાની ઇચ્છા હોય છે. આથી જેમ બને તેમ ખરચ ઓછો રાખવાના ઉદ્દેશથી તેઓ કુટુંબને ઘણુંખરૂં વતનમાં જ રાખે છે. વરસમાં એકાદ વાર પોતે વતન જઇ આવી કુટુંબને પોતાનાં દર્શનસુખનો લાભ આપે છે; કવચિત્, પાંચ વરસમાં એકાદ

વાર, કુટુંબકબીલાને મુંબાઇ બોલાવે છે, મહિનોમાસ રાખે છે ને પાછા વતન વદાય કરી દે છે. અમુક વર્ગમાં તો એવા મનુષ્યો મુંબાઇમાં વસતા જોયા છે, જેઓ વીસવીસ વર્ષ થયાં, કુટુંબને મૂળ વતનમાં રાખી, પોતે મુંબાઇ રહ્યા હોય. કાગળપત્ર સિવાય બીજો કંઈ પણ વ્યવહાર કુટુંબ જોડે રાખવાની એમને જરૂર કદી જણાતી નથી. એમને સ્ત્રી અને સંતતિ બંને હોય છે, પણ તેમના ખર્ચને માટે મુંબાઇથી થોડાક પૈસા મોકલવા ઉપરાંત તેમના પ્રતિ પોતાને બીજી કાંઇ ફરજ હોય એમ એ માનતા નથી. આ પ્રકારના, ચણની શોધમાં નીકળી પડેલા પંખીઓ જેવા, મુંબાઇગરાઓના કુટુંબજીવન વિષે કંઇ પણ લખવાનું પ્રાપ્ત થતું નથી; કારણ કે તેમને કુટુંબ હોય છે, પણ કુટુંબજીવન જેવું કંઇ પણ હોતું નથી.

પરંતુ મુંબાઇમાં સહકુટુંબ રહેનારાઓ પણ કેટલાક એવા હોય છે જેમને કુટુંબ સાથે પા કલાક વાતચીત કરવાનો વખત અઠવાડિયામાં ભાગ્યે જ એક વાર મળી શકે છે. પરામાં રહીને મુંબાઇમાં નોકરી અથવા વેપાર કરનારાઓ સવારના ઘર બહાર જાય છે, તે છેક રાત પડે ત્યારે પાછા ફરે છે. સવારના એમને જવાની એટલી ઉતાવળ હોય છે અને રાતના આવ્યા પછી એવા થાકી ગયા હોય છે કે ઘરનાં માણસો જોડે નિરાંતે બેસીને વિનોદગોષ્ઠી તો શું પણ કામની વાત પણ કરવાનો સમય તેમને મળતો નથી. પરામાં વસતા એક સદ્ગૃહસ્થને તો કયાં સુધી તેમનો નાનો પુત્ર ઓળખતો યે નહોતો. એઓ એક નાટક કંપનીના ભાગીદાર હતા અને તે ઉપરાંત રૂનો ને શેરનો સટ્ટો કરતા. સવારના વહેલા ઊઠીને કંઇક કાચુંકોરૂં ખાઇ લઇ, ચારપાંચ વર્ષનો છોકરો ઊઠે તે પહેલાં, એ રિહર્સલ માટે મુંબાઇ ઊપડી જતા. ત્યાંથી શેર ને રૂના ભાવતાલની ખબર કાઢવા

શેરબજારમાં તથા અન્યત્ર જતા. રાતે નાટકશાળામાં જતા અને છેલ્લી લોકલમાં ઘેર પાછા ફરતા. એ પાછા આવે તે પહેલાં એમનો પુત્ર ઊંઘી ગયો હોય. એમ ઘણુંખરૂં, ખેલના દિવસો હોય ત્યારે, બનતું. રવિવારે અને ખેલ ન હોય એવા દિવસે–મંગળ અને ગુરુવારે–છોકરો એમને જોઈ શકતો. અને એ એમને અઠ-વાડિયામાં બેત્રણ દિવસ આવી જનારા પરોણા તરીકે માનતો. 'આ માણસ કોણ?' એમ એને કોઈ પૂછતું ત્યારે એ કહેતો કેઃ 'એ તો રવિવારે આવેછ તે માનસ.' એની માતાના કહેવાથી એને એ 'કાકા' કહેતો, પણ એને પોતાના પિતા તરીકે સ્વીકારવાની એ સાફ ના પાડતો અને પાડોશમાં રહેતા પોતાના બાળમિત્રના આખો વખત ઘરમાં પડી રહેતા પિતાને જ એ પોતાનું પિતૃપદ પણ આપતો.

પરામાં જ નહિ, પણ ખુદ મુંબાઇમાં રહેનારાઓમાં પણ કેટલાક બહુ જ કામવાળા એવા બેરિસ્ટરો, શેરદલાલો ને વેપારીઓ હોય છે, જેમનું કુટુંબજીવન ઉપર્યુક્ત ગૃહસ્થના જેવું જ હોય છે. જેમ નાટક કંપની ઊપડી ગયા પછી કે તેણે દેવાળું કાઢયા પછી પણ થિયેટર પર તેના નામનું પાટિયું લટકતું રહે છે અને ઘણા એ ઉપરથી તેના અસ્તિત્વની કલ્પના કરે છે, તેમ આવા ગૃહસ્થો પોતાના કુટુંબને લઇને મુંબાઇમાં રહે છે અને તે પરથી સામાન્ય રીતે બધાં એમના કુટુંબજીવન વિષે ખ્યાલ બાંધે છે, પણ એમનું કુટુંબજીવન ધંધાના મહાનદમાં ઘસડાઇ ગએલું હોય છે. નદીકિનારે બેસી પાણી ન પીવાની પ્રતિજ્ઞા લઇને તપશ્ચર્યા આદરતા તપસ્વી જેવું એમનું જીવન હોય છે.

આવા આવા દાખલાઓ જોઇને આપણને પ્રથમ દૃષ્ટિએ એવો ભાસ થાય કે મુંબાઇમાં કુટુંબજીવન હોઇ શકે નહિ. પણ વસ્તુતઃ તેમ નથી. અન્ય શહેરો કરતાં મુંબાઇમાં કુટુંબજીવનની મઝા માણવાની ઘણી વધારે સગવડ મળે છે. પૂર્વની પ્રણાલિકા

પ્રમાણે કુટુંબ એટલે એકલી સ્ત્રી અને સંતતિ જ નહિ, પણ માતા, પિતા, કાકા, કાકી, સાળા, બનેવી, મામા, ભાણેજ–સગાં ને સાવકાં–આદિ બધાં, પાસેનાં કે આઘેનાં સગાવહાલાં; એમ માનીને બે નાનકડી ઓરડીમાં દશબાર માણસો જેમ તેમ કરીને રહેતાં હોય અને શુદ્ધ આર્ય ભાવના અનુસાર કૌટુમ્બિક જીવન ગાળી રહ્યાં હોય એવા દાખલા પણ મુંબાઇમાં અનેક છે. ચારપાંચ સ્ત્રીઓ–મુગ્ધાથી માંડી વૃદ્ધા સુધીની; દશ બાર પુરુષો–રળતા, રઝળતા ને ભણતા સર્વ પ્રકારના;–ને પાંચછ છોકરાંઓ–ધાવતાં, ઘુંટણિયાં તાણતાં ને ચાલીના દાદરાઓ છાનામાના ઊતરી જવામાં કુશળ એમ જુદી જુદી વયનાં–એટલાં મનુષ્યો બે કે ચાર ઓરડીમાં ભેગાં રહે છે અને મુંબાઇમાં વસવા છતાં વતનમાં જ વસતાં હોય એવી રીતે ન્યાતજાતની સર્વે પ્રણાલિકાઓ સાચવે છે. આથી ઊલટું, કુટુંબ એટલે પોતે, પોતાની સ્ત્રી તથા સંતતિ એવો, પશ્ચિમની પ્રણાલિકા અનુસાર, કુટુંબનો સંકુચિત અર્થ લેતાં મુંબઇમાં સકુટુંબ રહી કૌટુમ્બિક જીવનનો આસ્વાદ લેનારાઓ, ઉપર્યુકત મનુષ્યો કરતાં પણ અધિક સંખ્યામાં હોય છે.

પોતાના વતનમાં જે છૂટ સામાન્ય રીતે લઇ શકાતી નથી તે મુંબાઇમાં સહેલાઇથી લઇ શકાય છે એમ જોઇ, પાશ્ચાત્ય પ્રજામાં પણ નહિ લેવાતી હોય એટલી સ્વતંત્રતા કેટલાંક નવપરિણીત દંપતિ મુંબઇ આવીને ભોગવે છે, અને આસપાસનાં મનુષ્યોની કુતુહલવૃત્તિ જાગ્રત કરે છે. મુંબાઇ એ જોડાંઓનું શહેર છે. એકલા માણસને તો ઓરડી મેળવતાં યે પંચાત પડે છે. રહેવાની ઓરડીથી માંડી ચોપાટી, હેંગીંગ ગાર્ડન આદિ હવા ખાવાનાં સ્થળો સુધી કોઇ પણ સ્થળે દૃષ્ટિ કરતાં સ્ત્રીપુરુષની બેલડી જ મોટે ભાગે નજરે પડે છે. અને આથી સમા-

જનાં બંધનો, ડોસાડોસીની ધમકી, ને પાડોશીની નિન્દાને લીધે પોતાની દબાએલી વૃત્તિને મુંબાઇ આવીને નવદંપતીઓ સંપૂર્ણ સ્વતંત્રતા,–કોઈ પણ પ્રકારનાં નિયમન કે 'સેફ્–ગાર્ડ્ઝ' વિનાની સ્વતંત્રતા—બક્ષે છે. નોકરીએ જવા સિવાય બીજા સર્વ પ્રસંગે પતિ, પત્નીને સાથે જ લઇ જઇને સંપૂર્ણ સાહચર્ય સાધે છે. એવાં જોડાંઓને જોઇનેજ પત્નીને સહચરી કેમ કહી હશે તેનો ખ્યાલ આપણને આવે છે. પતિ પોતાના પુરુષ મિત્રને મળવા જાય, અથવા પત્ની પોતાની બહેનપણીને ત્યાં જાય ત્યારે પણ એ બંને સાથે જ જવાનાં. એટલું જ નહિ, પણ પગાર વધારવાની ભલામણ કરવા પતિ ઉપરિને મળવા જાય ત્યારે ય એ એકલો નહિ પણ પત્નીને સાથે લઇને જ જાય. એવો સાહચર્ય સેવવાના અપૂર્વ આદર્શવાળો એક પતિ એક વખત ટ્રામમાંથી ઊતરીને બોરીબંદર આગળ નવી બાંધવામાં આવેલી મૂતરડી જોવા માટે ગયો હતો એણે ઘેર આવીને એ વાત પત્નીને કહી ત્યારે 'મને મૂકીને તમે એકલા કેમ જોઈ આવ્યા?' એમ કહીને પત્નીએ એમની સાથે રૂસણાં લીધાં. આખરે તરત ને તરત બંને પાછા બોરીબંદર જઇને મૂતરડી જોઈ આવ્યાં ત્યારે જ સમાધાન થયું. પત્ની રાંધતી હોય ત્યારે એ ભાઇ રસોડામાં બેસે, શાક સમારવા લાગે. કોલસા ઓછા જોઇએ કે વધતા તેની ચર્ચા કરે, સ્ત્રી કંઇ સીવતી હોય ત્યારે સોયમાં દોરો પરોવી આપે ને ટાંકા સીધા જાય છે કે વાંકા તેની દેખરેખ રાખે. અને એમની પત્ની પણ પતિ પુસ્તક વાંચતા હોય ત્યારે જોડે આવીને બેસે ને પાંચ પાંચ મિનિટે 'તમે શું વાંચી ગયા તેની મતલબ કહો' કરીને એ જે વાંચી ગયા હોય તેનો સાર કહી જવાની એને ફરજ પાડે. કંઈ પણ ખરીદ કરવાનું હોય–શાક, સાડી કે ધોતિયાં–ત્યારે બંને

સાથે જ બજારમાં જાય, એટલું જ નહિ, પણ દુકાનદાર જોડે ભાવતાલ પણ બંને મળીને જ નક્કી કરે.

આથી ઊલટા ગુણવાળાં સ્ત્રીપુરુષો પણ હોય છે. પુરુષ પોતે બધું બહારનું કામ, નોકરી કરવાથી માંડી સિનેમાનાટક વગેરે જોવા સુધીનું, પોતાને માથે લઇ લે છે, ને ઘરનાં સર્વ કામો રસોઈ કરવાથી માંડી ફાટેલાં કપડાં સીવવાં સુધીનાં, પોતાની સ્ત્રીને સોંપે છે. સ્ત્રી ગમે એટલી કામમાં હોય, પણ એવો પુરુષ રડતાં બાળકને છાનું રાખવાનો પ્રયાસ કરતો નથી. બજારમાંથી શાક લાવવાની ફરજ પણ સ્ત્રીની ગણાય છે. અમુક વસ્તુ થઇ રહી છે એવી ફરિયાદ એ કદી સાંભળતો નથી. ગૃહવ્યવસ્થાનો સર્વ ભાર સ્ત્રીને સોંપી દઈ એ એને સાચી ગૃહિણી બનવાની તક આપે છે. પત્નીને અચાનક બહારગામ જવું પડે ત્યારે એમની સ્થિતિ દયાજનક થઇ પડે છે. પોતાના ઘરમાં જ હોવા છતાં જાણે જંગલમાં આવી પડયા હોય એવી એમની હાલત થઇ જાય છે. કોઇ પણ વસ્તુ એમને જોઇએ ત્યારે જડતી નથી, ચહા બહાર જઇને પી આવવી પડે છે, ખાવા મિત્રોને ઘેર જવું પડે છે, પણ સૌથી વધારે પંચાત તો કપડાં બાબત પડે છે. પોતાનાં કપડાં કયાં હશે તેની એનાથી કલ્પના થઇ શકતી નથી અને નોકરી સિવાયનો એમનો આખો વખત બીજા દિવસનાં કપડાં શોધવામાં વીતે છે.



## ૧૨ : મહેમાનો

મહેમાનગીરીની પ્રથા તો આખી દુનિયામાં છે. મનુષ્યે જ્યારથી ઘર બાંધી 'આ મારૂં ઘર' કહીને રહેવા માંડયું ત્યારથી મહેમાનોનો મારો શરૂ થયો છે. અને જગત જેમ પ્રગતિ સાધતું ગયું છે, તેમ મહેમાનોની સંખ્યામાં પણ નિરંતર વૃદ્ધિ થતી ગઈ છે. દેશપરદેશ જવાની સગવડો વધતાં એનો સૌથી વધારે લાભ મહેમાનોએ લીધો છે.

હિંદુસ્થાન પોતાની અતિથિભાવના માટે પ્રાચીન કાળથી જાણીતું છે. અતિથિઓનો સત્કાર શી રીતે કરવો એ માટે શાસ્ત્રોમાં વિધિનિષેધ પણ આપ્યા છે. આપણાં ગામડાંઓ ખાસ કરીને આતિથ્યના વિષયમાં બહુ જ પંકાય છે.

મહેમાનગીરીની પ્રથા આખી દુનિયામાં હોવા છતાં

મુંબાઇની લેખમાળામાં એનો ખાસ ઉલ્લેખ કરવાની શી જરૂર છે, એમ કોઇને લાગશે. અહીં એ સંબંધી ઉલ્લેખ કરવાનું ખાસ કારણ એ છે કે, મહેમાનો માત્ર મુંબાઇમાં જ પધારતા નથી એ સાચું, તેમજ હિંદુસ્થાનમાં ગામડાંઓ અતિથિસત્કાર માટે જાણીતાં થયા છે એ પણ ખરૂં, છતાં મુંબાઇની મહેમાનગીરી વિશિષ્ટ પ્રકારની છે. ગામડાંની મહેમાનગીરી ચાખવા ઘણા ઓછા મનુષ્યો જાય છે. મુંબાઇની મહેમાનગીરી તો પ્રત્યેકને આકર્ષે છે. કેટલાક ખાસ કામ હોવાથી મુંબાઇ જાય છે. કોઇક ધંધાને અંગે તો કોઇક ધંધો મંદ હોવાને લીધે, કોઇકિ પરીક્ષા આપવા તો કોઇકિ પરીક્ષા આપ્યા પછી નવરાશનો વખત ગાળવા, કોઇકિ પોતાનાં સગાં-વહાલાં મુંબાઈ હોવાથી તેમને મળવા માટે, કોઇક સિનેમા-નાટક આદિ જોવા તથા મઝા કરવા, તો કોઇક એકાદ ચાલીના એક ખૂણામાં પડી રહી વિશ્રાન્તિ લેવા : એમ અનેક કારણોથી પ્રેરાઇને અસંખ્ય મનુષ્યો મુંબાઇને ને મુંબાઇગરાને આંગણે ઊતરી પડે છે.

મુંબાઇમાં એવો એક માણસ–નાનામાં નાની ચાલીમાં રહેનારો યે–નહિ હોય, જેને ત્યાં કોઈ પરોણા આવ્યા જ ન હોય. મુંબાઇમાં ઓરડી રાખતાં પહેલાં દરેક મનુષ્યે આપણે ત્યાં પરોણો કે પરોણાઓ આવવાના છે અને તેની સગવડ પણ સચવાવી જોઇએ એમ ધ્યાનમાં રાખી પછી જ ઓરડીની પસંદગી કરવી. માત્ર પોતાની અનુકૂળતા સચવાઇ રહે એવી જગા પસંદ કર નારની અનુકૂળતા કદી સચવાઇ રહેતી નથી; કારણ કે અવારનવાર પરોણાઓ આવી એની અનુકૂળતાનું છેદન કરી પોતાને ને એને એમ બંનેને માટે વાતાવરણ સર્વાંશે પ્રતિકૂળ બનાવી મૂકે છે.

હું પહેલવહેલાં ખેતવાડીની એક ચાલીમાં રહેતો હતો,

ત્યારે મારી બાજુમાં એક કુટુંબમાં બે ભાઇઓ, બંનેની પત્નીઓ ને બંને વચ્ચે ( કોનાં કેટલાં તે હું જાણી શક્યો નથી એટલે 'બંને વચ્ચે') છ નાનામોટાં સાત વર્ષથી સાત મહિના સુધીનાં, છોકરાંઓ અને વૃદ્ધ માતા એટલાં હતાં. આ બધાંનો બે ઓરડીમાં સમાવેશ કરવો મુસ્કેલ હતો. છતાં બંને ભાઇઓએ કુનેહથી જેમતેમ સમાસ કર્યો હતો. દરેક જણ નિયત સમયે નિયત જગાએ બેસતું અથવા સૂતું. દાખલા તરીકે, સવારે ડોસી તથા વહુઓ રસોડામાં, બે એક નાનાં નાનાં બાળકો સિવાય બીજાં બધાં છોકરાંઓ ચાલીમાં ને ભાઇઓ આગલા ઓરડામાં પોતાનું કામ કરતા બેસતાં. બપોરે ભાઇઓ ઓફિસ જતા, ત્યારે વહુઓ રસોડામાં બેસતી ને માજી આગલા ઓરડામાં ઊંઘતાં. સાંજે વહુઓ તથા માજી પાડોશીને ત્યાં જતાં ને ત્યાં ચહાબહા પીને ઘેર આવી ફરી રસોડામાં રસોઇ બનાવવાના કામમાં ગૂંથાતાં. રાત્રે ફાટેલા ધોતિયા વડે આગલા ઓરડામાં 'પાર્ટિશન' બનાવી એના ત્રણ ઓરડા બનાવવામાં આવતા ને માજી આગલા ઓરડાના ઉત્તર ભાગમાં ને બે ભાઇઓ પોતપોતાનાં કુટુંબ પરિવાર સહિત માજીની આજુબાજુ, એક રસોડામાં ને બીજો આગલા ઓરડાના આગલા ભાગમાં–એમ સૂતાં.

આ પ્રણાલિકા એમને ફાવી ગઈ હતી. પણ થોડા વખત પછી એમને ત્યાં ઠેઠ જામનગરથી પરોણા આવ્યા. બે ગૃહસ્થો, તેમની બે પત્ની ને સાત બાળકો એટલા એ કુટુંબમાં ઉમેરાયાં. એ પ્રસંગે હવે આ બધાંને ક્યાં સમાવવા એ પ્રશ્ન એમને થઈ પડયો. તે વેળા હું તદ્દન એકલો હતો, એટલે મેં મારા ઓરડામાં એમના બે ગહેમાનો ને તેમનાં બાળકોને સૂવાડવાનું કબૂલ કર્યું, પણ ત્રણ દિવસ પછી હું એટલો કંટાળી ગયો કે મારી બંને ઓરડીઓ એમના મહેમાનોને સોંપી હું થોડા દિવસ મારા એક

મિત્રને ત્યાં મહેમાન થઇને રહ્યો. મારા એ પાડોશીને તે વેળા તો સુખ થયું, પણ ત્યાર પછી પાંચસાત વાર જુદે જુદે પ્રસંગે એમને ત્યાં મહેમાનો આવ્યા હતા, ત્યારે તેમને બધાંને, તેમાંનાં થોડાંકને કે તેમાંથી એકને માટે પણ મારે ત્યાં સુવાડવાની ગોઠવણ કરવાની મેં સાફ ના પાડી હતી. અને તે વેળા એમણે જે અગવડ ભોગવી હતી, તે જોઇ મને થયું કે દુનિયામાં આવી પડનારાં દુઃખને માટે તેમજ મહેમાનોને માટે માણસે પહેલેથી જ તૈયારી કરી રાખવી જોઇએ.

મહેમાનો બે પ્રકારના હોય છેઃ નિયમિત અને અનિયમિત. પહેલા પ્રકારના મહેમાનો મહિના પહેલાંથી પોતે કઈ ટ્રેનમાં, કયારે, શા માટે આવવાના છે ને કેટલા દિવસ રોકવાના છે તે જણાવી દે છે. આવા મહેમાનોના પત્ર વાંચી યજમાનને આનંદ થાય છે. પણ તેમના આવ્યા પછી એ આનંદ ઊડી જાય છે. એમની નિયમિતતા તેમના દુઃખનું કારણ થઇ પડે છે. તેમ એ મહેમાનો ગાત્ર આવવાજવાની બાબતમાં જ નિયમિત હોય તો સારૂં; પણ તેઓ તો ખાવાપીવાની, બેસવા ઊઠવાની ઇત્યાદિ અનેક બાબતમાં એવા જ નિયમિત હોય છે.

'હું મરચાં વગરની જ રસોઇ ખાઉં છું ને મરી હોય તો સારૂ" મહેમાન હસતે મોંએ કહે છે ને યજમાનનું મોં ઊતરી જાય છે. એને ઘણુંખરૂં મરચાં વગર ચાલતું નથી. પણ મહેમાનને ખાતર એ મરચાં વિના ચલાવી લે છે. 'રાત્રે નવ વાગ્યા પહેલાં હું કદી જમતો નથી' મહેમાન પોતાનું બીજું જીવનસૂત્ર સંભળાવે છે ને યજમાનનું પેટ ગભરાઇને સંકોચાઇ જાય છે. એને સાંજના છ વાગ્યે જમી લેવાની ટેવ પડી હોય છે. છતાં મહેમાન ખાતર બેત્રણ કલાક ભૂખનું દુઃખ સહન કરી લેવાની હિંમત રાખે છે. 'દશ વાગ્યે હું હંમેશાં સૂઇ જાઉં છું' મહેમાનનું

ત્રીજું જીવનસૂત્ર સાંભળી 'હમણાં બેચાર દિવસ પાનાં નહિ રમીએ' એમ કચવાતે મને યજમાન મનમાં નિશ્ચય કરે છે. 'અને સવારના દરરોજ ચાર વાગ્યે ઊઠું છું. નાહીને તરત ચહા પીઉં છું ને ચહા પીને સંધ્યાપૂજા કરવા બેસું છું.' આ ચોથું જીવનસૂત્ર સાંભળી યજમાન આ મહેમાનને જીવતો રાખવો એ પાપ છે એમ ધારે છે ને 'કાલે બહુ વહેલું ઊઠવું પડવાનું ને આ કમબખ્તને માટે ચૂલો સળગાવવો પડવાનો' એમ જરા સંભળાય એવી રીતે બબડે છે. અમુક મુકરર કરેલે દિવસે મુરબ્બી જાય છે ત્યાં સુધીમાં એમની નિયમિતતા સાચવતાં ઘરધણીનાં આંટોશિયાં ઊંચાં આવે છે.

અનિયમિત મહેમાનો નિયમિત મહેમાનો કરતાં યે વધારે ભારરૂપ થઈ પડે છે. આપણા પ્રારબ્ધની પેઠે એ કયારે શું કરશે તે કોઈથી જાણી શકાતું નથી. 'હું આવતી કાલે સવારની લોકલમાં આવીશ. તમે સ્ટેશન પર જરૂર તેડવા આવજો' એ લખે છે. તમે સવારમાં વહેલા ઊઠીને સ્ટેશને જાઓ છો, ગાડીના ડબ્બે ડબ્બે ખોળી વળો છો પણ મહેમાનની મૂર્તિ જણાતી નથી. ત્યાર પછીની ટ્રેનો પણ તમે જોઇ વળો છો, બીજા દિવસની પણ બધી ટ્રેનના સમયે સ્ટેશને ધક્કા ખાઓ છો, પણ મહેમાનનો કંઈ પત્તો લાગતો નથી. હવે એ નહિ આવે કરી ત્રીજે દિવસે તમે નિરાંત જીવે પથારીમાંથી ઊઠીને ઊભા થાઓ છો ને ત્યાં તો મજૂરને માથે પુષ્કળ સામાન ખડકી હાંફતા હાંફતા એ આવી પહોંચે છે ને આરંભમાં જ સ્વસ્તિવચન સંભળાવે છે: 'અરે! શું મારા ભાઇ, તમે પણ મેં લખ્યું'તું તોયે સ્ટેશન પર ન આવ્યા. તમારૂં ઘર શોધતાં તો મારો દમ નીકળી ગયો.'

'પણ તમે તો પરમ દિવસે આવવાના હતા ને! પરમ દિવસે ને કાલે બધી ટ્રેનો જોઈ વળ્યો. હવે તો તમે નહિ આવો એમ

મેં તો ધાર્યું'તું. 'હા, પણ હું શું કરું ! પહેલે દિવસે અચાનક સગાને ત્યાં ન્યાત નીકળી આવી ને બીજે દિવસે ટ્રેન ચૂકી ગયો' એ જરા પણ ઢીલા પડયા સિવાય જવાબ દે છે. ચહા પીને એ બહાર નીકળે છે ત્યારે કહેતા જાય છે: 'હું અગિયાર વાગ્યે આવી પહોંચીશ ને બાર વાગ્યે મારે પાછું જવાનું છે એટલે રસોઇ તૈયાર રાખશો.' અગિયાર વાગ્યે રસોઇ તૈયાર કરાવીને તમે એની વાટ જુઓ છો. પણ અગિયારના બાર થાય છે, એક થાય છે, બે વાગે છે; ભૂખ્યે પેટે, ફાટેલે ડોળે ને અધીરે મને તમે એની વાટ જોયા જ કરો છો, પણ મહેમાન આવવાનાં ચિહ્ન જણાતાં નથી. આખરે કંટાળીને પ્રિયની વાટ જોઇ જોઇને હતોત્સાહ બનેલી નવોઢા સમી ઠંડી પડી ગએલી રસોઇને તમે પેટમાં જેમતેમ પધરાવો છો ને બાકીનું વધેલું ઘાટીને સોંપી દો છો. એટલે મહેમાન આવી પહોંચે છે. 'ઓહો! બહુ મોડું થઇ ગયું. વખત જતાં કંઇ વાર લાગે છે? બહુ વાટ જોવી પડી, નહિ? ચાલો, હવે જમવા બેસી જઇએ' બહુ સંકોચ પામ્યા વિના એ કહે છે ને તમારા પેટમાં ફાળ પડે છે. ઘાટી બધું ખાઇ ગયો ન હોય તો એની પાસેથી મળે એટલા ખાદ્ય પદાર્થો છાનામાના રસોડામાં લાવી તમે ગોઠવો છો ને પછી 'મેં તો જમી લીધું. તમારે માટે ઢાંકી મૂકયું છે' કહી એને જમવા બેસાડો છો અથવા તમે પરણેલા હો, સ્ત્રી ઘરમાં હોય ને ઘાટીને આપેલી રસોઇ મહેમાનને ન ખવડાવાય એવા બિનજરૂરી સૂત્ર પર તમને શ્રદ્ધા હોય તો તમે તમારી બિચારી ગરીબ પત્ની પાસે ફરી રસોઇ કરાવો છો. 'રાતના આઠેક વાગ્યે હું આવી પહોંચીશ' કહી એ મહેમાન બહાર જાય છે અને તમારા સૂઈ ગયા પછી બાર-સાડાબારે પાછા આવી બારણાં ઉઘડાવે છે. વચ્ચે વચ્ચે એણે અનેક મનુષ્યોને તમારે ત્યાં પોતાને આવી મળી જવાનું જણાવ્યું હોય

છે તે પ્રમાણે, તેઓ સાંજના આઠથી દશ સુધીમાં આવતા જાય છે. તમે બધાંને ચહા પાઇને બેસાડો છો ને આખરે તેઓ 'ત્યારે કહેજો કે ફલાણા' આવી ગયા હતા' કહી વદાય થાય છે. આ મહેમાન ક્યાં સુધી રહેવાના છે એ તમે જાણી શકતા નથી. તેઓ પોતે પણ જાણતા હોતા નથી. 'હજી મારે એકાદ દિવસ અહીં રોકાવું પડશે.' અઠવાડિયું વીતે છે. 'હવે બે-ત્રણ દિવસમાં હું અહીંથી જઇશ' એ કહે છે. પાછું એક અઠવાડિયું થાય છે. 'હવે તો છઠ્ઠે દિવસે ચોક્કસ અહીંથી આપણે રફૂચક્કર થઇ જવાના' એ હસતે મુખડે તમને નિવેદન કરે છે. એવા છ છઠ્ઠા દિવસો વહી જાય છે ને અંતે એક દહાડો તમને એ આશ્વાસનનો મંત્ર સૂણાવે છેઃ 'આજે સાંજની દશ વાગ્યાની ટ્રેનમાં હું જવાનો છું.' તમે જાતે દેખરેખ રાખીને એનો સામાન બંધાવીને તૈયાર રાખો છો. એ મહાલતા મહાલતા સાડા અગિયારે આવી પહોંચે છે ને 'હવે તો ટ્રેન નહિ મળે—ચાલો, કાલે સવારમાં' કહી સૂઇ જાય છે. સવારે એમનાથી વહેલા ઊઠી શકાતું નથી. બપોરની ટ્રેનમાં એમને વદાય કરવાની સંપૂર્ણ તૈયારી કરી તમે ઓફિસ જાઓ છો ને સાંજે મહેમાનથી મુક્ત થઇ ફરી માનવયોગ્ય જીવન જીવવાના કોડ સેવતા પાછા ફરો છો ને ઘેર આવતાં તમને બારણા આગળ જ મહેમાનનાં દર્શન થાય છે. 'અરે! યાર, ટ્રેન ચૂકી ગયો, ઘેર કેટલી ફિકર કરતાં હશે?' એ તમને વણપૂછ્યે કહે છે. કંઇ પણ બોલ્યા વગર દાંત પીસી તમે એની સામે જોઈ રહો છો, ને એને તમારાથી જરા પણ વિખૂટા ન પડવા દઇ સાંજે પહેલવહેલી મળે તે ટ્રેનમાં જાતે જઇ એને વદાય કરી આવો છો ત્યારે જ તમે એ મહેમાનથી ખરેખરા છૂટા થઇ શકો છો. આવાં અનિયમિત ને ખાસ કરીને ટ્રેન ચૂકી જનારા મહેમાનોનો અનુભવ મુંબઇમાં રહેનારા

સર્વને થોડે વધતે અંશે થાય છે.

મુંબાઇમાં ઓળખીતાની જ મહેમાનગીરી ચાખી શકાય એવો નિયમ નથી. પ્રત્યક્ષ પરિચય જરા પણ ન હોય તો યે ગમે ત્યાંથી પરોક્ષ પરિચય શોધી કાઢી તેની મહેમાનગીરીનો આસ્વાદ લેવો એ કોઇ પણ રીતે ખોટું માનવામાં આવતું નથી.

મારા એક ઓળખીતા પાટીદાર ગૃહસ્થને ત્યાં હંમેશ પરોણાઓ હોય છે.

'આટલા બધા માણસો સાથે તમારે ઓળખાણ ક્યાંથી?' એમ મેં એક વખત એમને પૂછ્યું ત્યારે એમણે જણાવ્યું: 'હું કંઈ એ બધાંને ઓળખતો નથી'.

'ત્યારે એ તમારે ત્યાં મહેમાન તરીકે શી રીતે આવે છે?' મેં પૂછ્યું.

'કેમ? તેમાં શું? હું નથી ઓળખતો, પણ કેટલાકોને મારા શાળા જોડે પિછાણ હોય છે, કોઇકના દાદા મારા દાદા સાથે ભણતા હતા. કેટલાક વળી મારા વતનના પાડોશીના સસરાની ચિઠ્ઠી લઇને આવે છે. કેટલાકને અહીં પરીક્ષા આપવા આવવું પડે છે. ને મુંબાઇમાં કોઈ પણ જોડે ઓળખાણ ન હોવાથી મારૂં નામ સાંભળીને આવે છે.'

એક વખત એમને ત્યાં ઠેઠ કાશીથી દશ પંડિતો, એમના ગોરની ભલામણચિઠ્ઠી લઈ આવ્યા હતા ને ત્રણ મહિના રહ્યા હતા. એ પંડિતો માટે એમને બ્રાહ્મણ રસોઇઓ પણ રાખવો પડ્યો હતો.

લેણાદેણીનો પ્રશ્ન મહેમાનોના વિષયમાં હંમેશ જણાઈ આવે છે. કેટલાક મહેમાનો આવે છે ત્યારે હંમેશાં આપણે સુખસગવડમાં હોઇએ છીએ ને તેમની સાથે દિવસો આનંદમાં વીતી જાય છે.

એથી ઊલટું કેટલાક મહેમાનો બિચારા હોય છે જ એવા કે એ જ્યારે જ્યારે આપણે ત્યાં પધારે છે (અને એમને ઘણુંખરૂં પધારવાનું થાય જ છે.) ત્યારે ત્યારે હંમેશાં આપણે કાંઇ ને કાંઈ અડચણમાં હોઇએ છીએ. પત્ની પિયર ગઈ હોય, પૈસા અણુ-ધાર્યા પુષ્કળ ખરચાઇ ગયા હોય, મુંબાઇ છોડી બહારગામ જવાનો વિચાર કરતા હોઇએ, ઘરમાં ચારપાંચ માંદા માણસની પથારી પડી હોય ત્યારે જ એવા મહેમાનો આવે છે. અથવા એવા મહેમાનો આવતાં પહેલાં બધું પાંસરૂં ચાલતું હોય તે એમના આવ્યા પછી બગડવા માંડે છે. પત્ની માંદી પડે છે, નોકરીમાંથી આપણને પાણીચું મળે છે, વતનમાંથી પાસેના સગાની ગંભીર માંદગીનો તાર આવે છે ને ઘરધણી ઘર સમરાવવાના વિચારથી બીજી ઓરડી શોધવાની નોટિસ આપે છે.

આ ઉપરાંત કેટલાક મહેમાનો ખાસ ખરીદી કરવા મુંબાઇ આવે છે. આવે છે તે જ દિવસથી મુંબાઈની જુદી જુદી દુકાને જવાનો કાર્યક્રમ એ રચી કાઢે છે ને યજમાનને સાથે લઇને મુંબાઈની દુકાનોની તીર્થયાત્રાએ નીકળે છે. મુંબાઇ સિવાય બીજે મળવી મુશ્કેલ ને અત્યંત જરૂરની એવી જ વસ્તુઓ એઓ લેતા નથી, પણ 'હવે અહીં મુંબાઇ આવ્યા જ ત્યારે બે જોડ ટોપી પણ લઈ જઇએ. હાં–ઠીક યાદ આવ્યું. મારા જોડા જૂના થઈ ગયા છે એટલે અહીં સુધી આવ્યા છીએ ત્યારે એકાદ જોડ સારા જોડા પણ લઇ લઇએ. અરે ! પણ કીકાની બા માટે કંઈ નહિ લઈ જાઉં તો એ પાછી લડશે. એટલે ભૂલેશ્વરથી બંગડીઓ ને મારકીટમાંથી એકબે લૂગડાં લીધા વગર છૂટકો નથી. કીકા માટે બેત્રણ રમકડાં યે લઈ જવાં જોઇશે. હા, પાડોશીના બબલા માટે એકાદ ઝભલું લેવાનું છે, એમણે ખાસ કહ્યું છે. અને

ખાવાનામાં બીજું કંઈ નહિ તો માહીમના હલવા વગર કંઈ ચાલવાનું છે?' એવી મતલબનું બોલી યજમાનની ઓરડીને એ આઠ દિવસમાં ચોરબજારની સંક્ષિપ્ત આવૃત્તિ સમી બનાવી દે છે. અને પોતાને ગામ ગયા પછી પાંચસાત બહુ જરૂરની ચીજો ખરીદવી રહી ગએલી યાદ આવતાં યજમાનને પત્ર લખી કોઈ જતા આવતા જોડે તાકીદે મોકલી આપવાની વિનંતી કરે છે. અલબત્ત, આમાંની કેટલી ય વસ્તુઓ ખરીદવા માટે યજમાનને જ પૈસા કાઢવા પડે છે. પણ એવી નજીવી વાત સંભારી મહેમાન એમનું દિલ દુભવવા કદી પણ ઇચ્છતા નથી, એ કહેવાની જરુર નથી.

કેટલાક મહેમાનો મુંબાઈને ખાસ જોવા માટે આવે છે. કેમ જાણે મુંબાઈની તબિયત એકાએક બગડી જતાં પરદેશથી સ્પેશિયાલિસ્ટને બોલાવી મંગાવ્યો ન હોય! અને સ્પેશિયા-લિસ્ટની પેઠે જ એઓ મુંબાઈનાં સર્વ અંગોપાંગોની સંપૂર્ણ તપાસ કરે છે. જેમ કેટલાક નિષ્ણાત દાકતરો દર્દીનાં માતાપિતા વિષે પણ વિસ્તારપૂર્વક પૃચ્છા કરે છે, તેમ એવા મહેમાનો મુંબાઈ ઉપરાંત એનાં પરાંઓમાં પણ ઘૂમી વળે છે. એક સ્થળેથી બીજે સ્થળે યજમાનને તથા એનાં આખા કુટુંબને લઈને એઓ રખડે છે ને જ્યારે મુંબાઈનાં બધાં હાડકાંપાંસળાં ઝીણવટથી તપાસી પોતાને ગામ પાછા ફરે છે ત્યારે પોતાની પાછળ યજ-માનના ઘરમાં થાક, ઉજાગરો, કંટાળો ને માંદગી મૂકતા જાય છે.

ખરેખર, દુનિયા એક મુસાફરખાનું છે, જગત એ તો માત્ર ધર્મશાળા છે, એ સૂત્રનું જ્ઞાન તત્ત્વચિંતકો કરતાં મહેમાનો બહુ સચોટ રીતે કરાવી શકે છે.



# ૧૩ : મુંબાઇના ઘાટીઓ

મુંબાઇનું સૌથી વધારે આકર્ષક અંગ તે એના ઘાટીઓ છે. મુંબાઇમાં હજામ, દરજી, મોચી, ઘાંચી, ગાંધી, કારકુન, મહેતાજી, પ્રોફેસર, વેપારી, શેઠીઆ, સટોડીઆ, દાદાઓ વગેરે અનેક પ્રકારનાં મનુષ્યો છે, પણ એમાં ઘાટીની તોલે કોઇ આવે નહિ.

મરાઠી સત્તા પડી ભાંગ્યાને અનેક વર્ષો વીતી ગયાં છે. પેશ્વાઇની ગૌરવકથા સ્મરણાવશેષ બની છે, પણ મરાઠા એક કાળે રાજસત્તા ભોગવતા હતા, એક વખત પેશ્વાનો ઝુંડો દમામભેર ફરકી રહ્યો હતો એ વાત મુંબાઇના ઘાટીઓ આજ પણ આપણને ભૂલવા દેતા નથી.

મુંબાઇ જઇને આપણે ઓરડી ભાડે રાખીએ એટલે પહેલી શોધ ઘાટીની કરવી પડે છે. પૈસા આપીને ચાકર રાખવો એમ

શું, એવી વૃત્તિથી પ્રેરાઇ આપણે પાડોશીની મદદથી ચાલીના ઘાટીને બોલાવીને પૂછીએ છીએ: 'તું અમારું કામ કરશે ?.'

'નહિ, અમારાથી 'નહિ બનશે' કહીને એ ચાલ્યો જાય છે.

બીજાને બોલાવીને આપણે એ જ પ્રશ્ન પૂછીએ છીએ. બીજો ડોકું હલાવી ચાલ્યો જાય છે.

'ઓત્તારીની ! આ બેકારીના જમાનામાં સામું કામ આપવાની માંગણી કરીએ છીએ, તેની પણ ના પાડનારા પડયા છે !' આપણે ઉદ્‌ગાર કાઢીએ છીએ.

આખરે ચાલીમાંથી કોઇક ઘરડો ઘાટી, આપણા પર ઉપકાર કરતો હોય તેમ, આપણું કામ કરવાનું કબૂલ કરે છે.

'પણ મી કચરા નહિ કાદશે. ચોકડી નહિ સાફ કરશે !' બધું નક્કી થયા પછી એ કહે છે.

'કેમ ?' આશ્ચર્યચકિત થઇને આપણે પૂછીએ છીએ.

'બાઇલા એ કામ કરવા પડશે.'

'પણ કંઇ કારણ ?'

'નહિ, મી નહિ કરશે.'

'અહીં કોઇ ઘાટી વાસીદું વાળવાનું અથવા ચોકડી ધોવાનું કામ નથી કરતો.' આપણો પાડોશી કહે છે: 'પણ તમે એકલા હશો ત્યારે વળી કરી આપશે.'

'બાઇ બહારગામ જશે ત્યારે તો તું કરશે ને ?'

'હોય'. એ જવાબ દે છે.

'વારૂ ત્યારે, જા. કપડાં થયાં છે તે ધોઇ નાખ' આપણે શેઠની સત્તા ભોગવવાની શરૂઆત કરતાં કહીએ છીએ.

'બાઇ માણસનાં કપડાં મી નહિ ધોશે.' ઘાટી બીજો બોમ્બશેલનો ધડાકો કરે છે.

'અરે! પણ—'

'આપણી ચાલીના કોઇ ઘાટી બૈરાંનાં કપડાં ધોતા નથી.' પાડોશી આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે.'

'એ તે કંઇ ચાલે? મહિને પાંચ રૂપીઆ મફતનો લેવાનો છે?'

'અમે બધા જ આપીએ છીએ ને!' પાડોશી કહે છે.

આપણે ડાહ્યા હોઇએ તો વધારે પંચાત કર્યા વગર સ્ત્રી-વર્ગનાં કપડાં વોશિંગ કંપનીમાં ધોવા આપી આવવાનો અથવા ઘરમાં સ્ત્રીને ધોતિયાં પહેરાવવાનો પ્રબંધ કરી લઈ એ ઘાટીને રાખી લઇએ. પણ મુંબઇના ઘાટીથી અનભિજ્ઞ હોઇએ ને 'જા, તું નહિ, તો તારો બાપ બીજો!' કહી એને કાઢી મૂકી બીજા ઘાટીની શોધમાં નીકળી પડીએ, તો ઘણુંખરું તો આપણી ઇચ્છા પ્રમાણે મનમાન્યો પગાર લઇને કામ કરે એવો ઘાટી મળે જ નહિ. અને કદાચ મળે તો બેત્રણ કલાકથી વધારે વખત એને ચાલીના ઘાટીઓ આપણે ત્યાં ટકવા દે નહિ. અને આખરે આઠદશ દિવસ હાથે કામ કરી કંટાળીને પેલા મૂળ ઘાટીને જ પાછો રાખવાની ફરજ પડે.

કોણ જાણે કેમ, પણ બધાજ ઘાટીઓને સ્ત્રીવર્ગ તરફ કાંઇક ખાસ અણગમો હોય છે. સામાન્ય રીતે સ્ત્રીને મદદ કરવી એને આપણે સંસ્કારિતાનું લક્ષણ લેખીએ છીએ. અબળાજનની વહારે ચડવું એ વીરનો ધર્મ ગણાય છે, પરંતુ બીજી અનેક રીતે સ્વભાવાદિમાં જુદા પડતા ઘાટીઓ એકસરખા સ્ત્રીવિરુદ્ધ હોય છે. ઘરમાં બૈરાં હોય ત્યાં સુધી સામાન્ય રીતે ઘાટી વાસીદું વાળવાનો નહિ, ચોકડી સાફ કરવાનો નહિ અને બને તો સ્ત્રી-વર્ગનાં કપડાંને હાથ પણ અડકાવવાનો નહિ. સ્વામિનારાયણ કે એવા બીજા કોઇક સંપ્રદાયની સ્ત્રીઓ, પુરુષને—નાના બાળકને પણ—અડકતી નથી અને ભૂલ્યેચૂક્યે અડકી દેવાય તો સચૈલ સ્નાન

કરી તે દિવસે ઉપવાસ કરે છે. ધાટીઓ આનાથી ઊંધા મતના હશે. સ્ત્રીનો, ને સ્ત્રીની વસ્તુનો સ્પર્શ સરખો ન કરવો એમ એ માનતા હશે. કદાચ એ યોગભ્રષ્ટ આત્માઓ હશે. મને લાગે છે કે આગલે જન્મે એમણે ભારે તપશ્ચર્યા કરી હશે. એમની તપશ્ચર્યા ને યોગસિદ્ધિ જોઈ ઇન્દ્રે ગભરાઈ જઇને એના રિવાજ મુજબ અપ્સરાઓ મોકલી હશે અને પુરુષને મહાત કરવાના એ સુકુમાર શસ્ત્ર વડે પરાભવ પામી એ તપસ્વીઓ તપ ચૂકી ગયા હશે અને બીજે જન્મે ધાટી તરીકે અવતાર લઇ, દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ એ ન્યાયે સ્ત્રીવર્ગથી બને એટલા દૂર રહેવાનો પ્રયત્ન કરતા હશે.

ધાટીને તપસ્વી પુરુષ કે યોગભ્રષ્ટ આત્મા કહેવો એ કેટલાકને કદાચ વધારે પડતું લાગશે. પણ સ્ત્રીથી દૂર રહેવાની વૃત્તિ સિવાય પણ એનામાં યોગભ્રષ્ટ આત્માનાં બીજાં ઘણાં લક્ષણો, એનું જીવન બારીકાઇથી જોનારને, દેખાયા વગર રહેશે નહિ. કપડાંલત્તાંનો એને શોખ હોતો નથી. શેઠ ખૂશ થઇને કદાચ પોતાનો કોટ કે ખમીસ એને આપે તો એ રાજી થાય છે ખરો, પણ પહેર્યાં પછી થોડી જ વારમાં તંબાકુની પીચકારી વડે એ પોતાનાં અન્ય વસ્ત્રની પેઠે એને મલિન બનાવી દે છે. પૈસા લઇને એ શેઠનું કામ કરે છે એ ખરૂં, પણ આત્મસત્તા સિવાય એ બીજી કોઇ સત્તાનો સ્વીકાર કરતો નથી, બ્રહ્મવાદીની પેઠે એ સર્વતંત્રસ્વતંત્ર હોય છે. ગીતાભાખ્યા યોગીની પેઠે જગત જ્યારે જાગતું હોય ત્યારે એ નિદ્રા સેવે છે ને દુનિયા જ્યારે ઊંઘતી હોય છે ત્યારે એ જાગ્રત થાય છે. સોમરસને અભાવે એ મદિરાની ઉપાસના આદરે છે. ગમે તેવો ખોરાક ગમે તે વખતે એ ખાઇ લે છે. ભૂમિતલને શય્યા માને છે, જળસ્નાન વડે દેહને સતત ભીંજાએલો ને પવિત્ર રાખે છે.

દારૂ, પાનતંબાકુ ને ચહા એ સર્વ ઘાટીનાં પ્રિય વ્યસન છે. દારૂ એ પોતાની મેળે છાનોમાનો પી આવે છે, પાનતંબાકુ માંગીને મેળવી લે છે ને ચહા તો પોતાના જન્મસિદ્ધ હક તરીકે શેઠની પાસેથી લે છે. નળ તરફ દમયંતી કરતાં પણ એને વધારે પક્ષપાત હોય છે. ચાલીમાંના નળની માલીકી પોતાની જ છે એમ દરેક ઘાટી માની લે છે અને એ નળરાજાને અનેક રીતે સતાવવામાં એને અપૂર્વ આનંદ આવે છે. કોઇક વાર એના મોંમાં પાન ખોસી ઘાલી તો ગઇકિ વાર તાર વડે એની ચાવી બાંધી લઇ, કોઇક વાર એને દિલે કાદવ ચોળીને તો કોઇક વાર ભાતદાળના છાંટણા છાંટી અને હંમેશા ખૂલ્લો મૂકી નળને ને નળની બાજુની ઓરડીમાં રહેનારાઓને એ હેરાન કરે છે. નળ આગળ વાસણ માંજી માંજી ત્યાં એ એવું લપસણું બનાવી મૂકે છે કે જાણકાર પણ લપસી પડયા વિના રહે નહિ.

એક વખત મારે ત્યાં આવેલા મહેમાનને નળ આગળ હાથ ધોવા મારે તેડી જવા પડયા. ત્રણચાર ઘાટીઓએ મળીને નળ આગળનો સમગ્ર પ્રદેશ લપસણો બનાવી મૂકયો હતો. હું એ જાણતો હતો. સમાલીને એ જગા પર પગ ટેકવી રાખીને મેં મહેમાનને કહ્યું: 'જોજો! અહીંઆં લપસણું છે.'

'હે ?' એમણે પૂછયું.

મેં એક પગ જમીન પર ગખી બીજા પગ વડે જગા બતાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું: 'અહીંઆં લપ-લપસ-લપસણું–' અને હૂં વાક્ય પૂરૂં કરૂં તે પહેલાં જોરમાં લપસી પડયો.

મારા મહેમાનની હાસ્યેન્દ્રિય બહુ તીવ્ર હતી. એ ખડખડાટ હસી પડયા અને પછી હસતા હસતા મને ઉઠાડવા આવ્યા. 'હા–હા–હા–હા, મને કહેતાં તમે જ પડી ગયા' કહી એમણે

મારો હાથ ઝાલ્યો.

એમનો ટેકો લઈ હું ઊભો થયો.

'હા-હા-હા-હા. તમે ઠીક ગબડી—' મારા મહેમાન બોલવા ગયા. શબ્દો વડે એ વાકય પૂરૂં ન થયું, છતાં એનો અર્થબોધ અમારી ક્રિયાથી સમજાઇ ગયો. અમે બંને સાથે ગબડી પડયા. ફરી ઊભા થવાને પ્રયત્ન કર્યો ને પાછા લપસી પડયા.

આખરે બહાર ફરતા એક ઘાટીને બોલાવી તેની મદદથી અમે બંને ઊભા થઇ ઘણી મહેનતે પાછા ફર્યાં.

આમાં કોઇકને અતિશયોક્તિ લાગશે--અને કંઇક અતિશયોક્તિ છે પણ ખરી-પરંતુ નળ આગળની ભૂમિને લપસણી બનાવવામાં, ને પાછી શેઠ થઇને પોતાના પર રોફથી હુકમ બજાવનારી વ્યક્તિને જોરથી જમીન પર કૂટાઇ જતી અને વીલે મુખે ઢીલા થએલા પગ પર ફરી ઊભા થવાનો વ્યર્થ પ્રયત્ન કરતી જોવામાં એને કોઇક અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે, એ નિઃસંશય છે.

ઘાટીઓમાં આમ કેટલાક ગુણો સર્વમાન્ય હોવા છતાં પ્રત્યેક ઘાટીનું વ્યક્તિત્વ નિરાળું હોય છે. ઘણુંખરૂં અમુક વર્ગના મનુષ્યો એકસરખા હોય છે. સમર્થ નવલકથાકાર પણ કેટલીક વાર દરેક પાત્રને નિરાળું વ્યક્તિત્વ અર્પી શકતો નથી, તેમ ઇશ્વર પણ કેટલીક વાર અમુક વર્ગના પ્રાણીઓને લગભગ એકસરખા બનાવે છે. ગમે ત્યાં ને ગમે તેવી સ્થિતિમાં મહેતાજી બધા લગભગ સરખા હોવાના, એક સરખી રીતે બોલવાના અને વર્તવાના. તે જ પ્રમાણે શેરબજારના દલાલો—પૈસાદાર ને ગરીબના ભેદ બાદ કરતાં—બોલવે ચાલવે બધા સરખા. પણ

દરેક ઘાટીમાં કાંઇ ને કાંઇ પોતાનું વિશિષ્ટ લાક્ષણિક તત્ત્વ હોય છે.

એ સર્વ ઘાટીઓ માટે થોડું પણ લખીએ તો એક મોટું પુસ્તક થાય. અહીં કેટલાક ઘાટીના આછા રેખાચિત્રો આલેખી એ મહાપુરુષોને ફૂલ નહિ ને ફૂલની પાંખડી સમર્પવા પ્રયત્નશીલ થાઉં છું.

દરેક મનુષ્યનાં વિશિષ્ટ લક્ષણો હોય છે, પણ ઘાટીઓની વિલક્ષણતાઓ તો ખરેખર વિલક્ષણ જ હોય છે.

હું પહેલાં ચોપાટી આગળ એક ચાલીમાં રહેતો હતો. ત્યાં રહેનારા લગભગ દશબાર ભાડુતોનું ઘરકામ એક જ ઘાટી કરતો હતો. પાંડુ એનું નામ. કોઇની મગદૂર નહિ કે પાંડુ સિવાય બીજો કોઈ ઘાટી રાખી શકે. એના કાળા, ને ઘાટીઓના પ્રમાણમાં કંઇક દૂબળા કહેવાય એવા દેહમાં, પ્રચંડ આત્મા વસતો હતો. જેમ એક મહોલ્લામાં રહેતો કૂતરો બીજા મહોલ્લાના કૂતરાને જોતાં વારને ઘુરકી ઊઠે છે તેમ એ, જુદા જ કારણથી પણ ચાલીમાં કોઇ પણ ઘાટીને પ્રવેશ કરતા જોતો કે તરત તેને મારવા દોડતો. આખી ચાલીનું વાસીદું વાળવાનું, બધા ભાડુતોનું બધું કામ કરવાનું ને તે ઉપરાંત પ્રસંગોપાત્ત બીજા ઘાટીઓ જોડે યુદ્ધ મચાવવાનું કામ તે એકલે હાથે કરી શકે એમ નહોતું. એટલે પોતાને મદદ કરવા એ કોઇકના બે નાના છોકરાઓને ઉપાડી લાવ્યો હતો. અને એ બે છોકરા ને પાંડુ એ ત્રણ મળીને ચાલીનું સામ્રાજ્ય સાચવી રાખતા.

જુદા જુદા મનુષ્યોની પ્રકૃતિમાં જુદા જુદા રસ પ્રધાન સ્થાન ભોગવે છે. કોઇકની પ્રકૃતિ શૃંગારપ્રધાન, કોઇકની હાસ્ય-

પ્રધાન તો કોઇકની કરુણપ્રધાન હોય છે. તેમ પાંડુની પ્રકૃતિ વીરપ્રધાન હતી. દિવસમાં ઓછામાં ઓછું એક વાર તો એ કોઇ પણ જોડે લડતો જ. કોઇ ન મળે તો એના આસિસ્ટંટ જેવા પેલા બે છોકરાઓને પણ થોડું'ઘણું મારી લેતો.

એક વખત જૂના વખતના એના શેઠને ગળચીમાંથી પકડીને ભીંત જોડે ખોસી ઘાલતો મેં એને જોયો ત્યારે હું આ ઘાટી સાથે કેમ રહી શકીશ એવો ભય મને લાગ્યો.

'અલ્યા પાંડુ, તું આજે શેઠને મારતો કેમ હતો ?"

'કાય કરૂં, શેટ ? તો માઝા પગાર દેતા નહોતા.'

'એમ ?'

'હા, શેટ;' એણે કહ્યું ને થોડી વાર રહીને ઉમેર્યું: 'શેટ એક દોન રૂપિયા આપો. હું ઉદ્યા પરત આપીશ.'

'હા, લે લે' કહીને, પૈસા આપવાની ના કહેનાર શેઠની થએલી દશાનું સ્મરણ કરી ઉત્સાહપૂર્વક એને બદલે ત્રણ રૂપિઆ એના હાથમાં આપ્યાં.

ત્યાર પછી એ મારો મિત્ર બની ગયો. હું માંદો હોઉં ત્યારે, હું ના કહું તો યે આવીને એ મારા પગ ચાંપતો; એકલો હોઉં ત્યારે સવારના ચહા બનાવીને પીતો ને પાતો. મને હાથે રસોઇ કરતો જોઈ એની આંખમાં પાણી આવી જતાં. હું સજોડે રહેતો થયો ત્યાર પછી એની લાગણી કંઇક કમી થએલી મને લાગી.

થોડા વખત સુધી એણે મારી સાથે નોકર કરતાં જરા ય વધારે સંબંધ રાખવાની ના પાડી. પણ પછીથી એનું સ્નિગ્ધ હૃદય પિગળી ગયું, અને એણે, મારી ગુમાવેલી સ્વતંત્રતા માટે દિલસોજી દર્શાવતાં મારી પત્ની તરફ કંઇક અદેખાઇથી જોવા માંડયું.

હું બપોરે ઓફીસ ગયો હોઉં તે વેળા મારી પત્નીને ચહા કરીને પીતી એ જોતો એટલે 'બીજવાઇને' એને કહેતોઃ 'શેઠ બિચારા બહાર ચહા પીધા વગર ગએલા છે ને તમે એકલા ચહા પીઓ છો!'

'તેમાં તને શું ?' રોષપૂર્વક મળેલો જવાબ સાંભળ્યા વગર એ પત્નીના પતિ પ્રત્યેના ધર્મ વિષે લંબાણથી વિવેચન કરતો. અને અંતે પોતે ચહા પીને એક કપ એને જ્યારે એ આપતી ત્યારે નિમકહલાલ પાંડુ કહેતો. 'શેઠને મૂકીને તમે પીઓ, બાઇ ! હું નહિ પીઉં.'

હું સાંજે આવીને ચહા પીઉં પછી જ એ ચહા પીતો, મને બહારથી આવતો જોઇને એ મારી ઓરડી આગળ દોડી જતો ને 'બાઇ, ઊઠો હિંચકા પરથી, શેટ આવે છે.' કહીને હિંચકા પરનો મારો હક સાબીત કરતો. એ મારે મોઢે કદી કહેતો નહિ પણ એને અંદરખાનેથી કોઇક ગૂઢ રીતે વહેમ રહી ગયો હતો કે, મારી પત્ની એકચક્રે રાજ કરે છે, એટલું જ નહિ પણ એની રૈયતને ( એટલે કે મને ) હેરાન કરે છે અને એની સામું માથું ઉંચકવાની ઇચ્છા છતાં માગમાં હિંમત નથી. આથી બળવો જગાવવાનાં કાર્યમાં બને એટલી મને મદદ કરવાની એ તત્પરતા દેખાડતો પણ જ્યારે બળવો જગાવવાની મને ઇચ્છા જ નથી એમ એને માલૂમ પડયું ત્યારે પુરુષવર્ગની ગુલામી મનોદશા માટે એણે કેટલાં આંસુ સાર્યાં હશે તેની કલ્પના કરાય એમ નથી. અમે જ્યારે એ જગા છોડી બીજી જગાએ રહેવા ગયા ત્યારે એ છૂટે મોંએ રડયો હતો. તે વેળા કેટલાક ભાડુત તો એમ પણ સમજ્યા હતા કે એનું કોઇ સગું મરી ગયું હશે ! મને લાગે છે કે ઇશ્વરે એકાએક એનું જાતિપરિવર્તન કરી નાંખી

એને સ્ત્રી બનાવી દીધો હોત તો એ મારી સાથે પરણ્યા વિના રહેત નહિ !

અમે બીજે રહેવા ગયા ત્યારે એજ અમારે ત્યાં પોતે ખાસ શોધી લાવીને એક ઘાટી મૂકી ગયો હતો. પહેલાં તો મેં ધાર્યું કે એ પણ પાંડુ જેવો જ હશે. પણ એ તો એનાથી તદ્દન જુદા જ સ્વભાવનો નીકળ્યો. એને મારી જોડે જરા બનતું નહિ. હું જે કામ સોંપું તે બબડીને જ કરતો. અને કાચનાં વાસણો ભાંગવાનો એનો શોખ અજબ હતો. એને કોઇ કામમાં રસ પડતો નહિ. હમણાં જ પોતાના કોઇક પ્રિયજનને બાળીને આવ્યો હોય એમ એના મોં પરથી લાગતું. પોતાનાં વહાલામાં વહાલા મનુષ્યને અગ્નિદાહ દેતા માણસ મેં જોયા છે. અમુક છોકરી જોડે જ પરણવાની હઠ લઇ બેસનારા પ્રેમીઓને પ્રિયતમા નહિ જ મળે એમ માલૂમ પડતાં આપઘાત કરવાનો નિશ્ચય કરતા મેં જોયા છે. સટ્ટામાં ખુવાર થઈ ગએલા માણસોને મેં જોયા છે. પણ એના જેવો ઉદાસ ચહેરો હજી મેં બીજો જોયો નથી. પણ અમે જ્યારે એને કાચના વાસણ સાફ કરવા આપતાં ત્યારે એનું કરમાએલું વદન, નવજીવન પામ્યું હોય તેમ, ખીલી ઊઠતું. અને જ્યારે બધાં વાસણો ભાંગીને તેના કકડા એ લઇ આવતો ત્યારે તો એનાથી હસી હસી દેવાતું. એની સ્ત્રી મૃત્યુ પામી ને જ્યારે એનો ઉદાસ ચહેરો ગ્લાનિની પરાકાષ્ઠા વટાવી ગયો ત્યારે એનું સાંત્વન કરવા મેં એને ઘરમાં હતાં તેટલાં બધાં કાચનાં વાસણો સાફ કરવા આપ્યાં. ક્ષણેક દિલગીરીભર્યે ચહેરે એ વાસણો તરફ જોઇ રહ્યો. પછી સ્મિત કરી એ ઊભો થયો. વાસણો લીધાં ને દશ મિનિટમાં ખુશાલ ચહેરે પાણીમાં તરતા અનેક કાચના કકડા એ ઓરડીમાં મૂકી ગયો ! ગમે એવા નિરાશાવાદીને પણ જગતમાં

આનંદ આપે એવું કંઇક મળી આવે છે, જીવન જીવવા જેવું–કંઇ નહિ તો કાચનાં વાસણો ભાંગવા ખાતર પણ–છે એમ એની જીવનચર્યા પરથી હું શીખ્યો. થોડા જ વખતમાં અમારે ત્યાં કાચના વાસણો થઇ રહ્યાં ને નવાં વસાવવાનો વિચાર અમે માંડી વાળ્યો, એટલે એ અમારે ત્યાંથી ચાલ્યો ગયો.

એની પછી આવેલો ઘાટી બધી રીતે સારો હતો, પણ અઠવાડિયામાં બે દિવસ ગેરહાજર રહેવાની એણે પોતાની ફરજ માની લીધી હતી. અને જે દિવસે મારે કંઇ ખાસ કામ હોય તે દિવસે એ ખાસ ગેરહાજર રહેતો. પગાર કાપવાની ધમકી આપી મેં એને કંઇક ઠેકાણે આણ્યો, ત્યારે એ પહેલેથી બે મહિનાનો પગાર લઇ લઇ મને નવ ગજના નમસ્કાર કરી ચાલ્યો ગયો. એને મારી જોડે વાત કરવાનો બહુ ઉમંગ હતો. હું પાન ખાતો હોઉં ત્યાં પાનની પેટી મારા હાથમાંથી ખેંચી લઇ પોતે પાન બનાવવા બેસી જતો, ને ચૂનોતંબાકુ મસળતો મસળતો મારી જોડે અનેક પ્રકારની વાતો કરતો. હું જવાબ દઉં કે નહિ તેની એ પરવા રાખતો નહિ. પાડોશીઓનાં સર્વ કાર્યોની એ મને માહિતી આપતો ને મારાં સર્વ કાર્યોની માહિતી તેમને આપતો 'શેટ ખાય છે થોડું, ને ઉંઘે છે બહુ. બાઇને રાંધવાનું ગમતું નથી, પણ સિનેમા જોવા જવાનું ગમે છે; શેટ જૂનાં ધોતિયાં પહેરે છે, પણ બાઇને તો દરરોજ નવાં નવાં લુગડાં જોઇએ છે' ઇત્યાદિ ઇત્યાદિ ઝીણવટભરી વિગતો એ મારા પાડોશીઓને પૂરી પાડતો ને વગર પૈસે વર્તમાનપત્રનું કામ કરતો. એના ગયા પછી થોડા દિવસ સુધી વર્તમાનપત્રોના શોખીનો પાસેથી વર્તમાનપત્ર જતું રહેતાં જેવું થાય તેવું અમને થયું. એને હું પગાર આપતો તે જાણે વર્તમાનપત્રોનું લવાજમ ભરતો હોઉં એમ મને લાગતું.

એના પછી જે ઘાટી આવ્યો તેને મારે બે દિવસમાં જ

રજા આપવી પડી. એ પોતાને શેઠ ને મને ઘાટી સમજતો. કંઈ પણ કામ હું નહિ કરૂં એમ એણે કહ્યું નહોતું. પણ એનું વર્તન એવું હતું. જે કામ બતાવીએ તેની એ ના કહેતો. મી. જેન્ટલ-મેન, માઝા એ કામ નહિ, શેટ' એમ એ કહેતો, એ દારૂ પીતો નહિ, કોઇનું એંઠું ખાતો નહિ. તેમજ કપડાં તો મારા કરતાં યે સારાં પહેરતો. એને અમે 'જેન્ટલમેન ઘાટી' કહેતા. પણ એને ખોટું લાગતું અને પોતાને એકલા 'જેન્ટલમેન' કહેવડાવવાનું જ પસંદ હતું. બે દિવસ રહીને 'જેન્ટલમેનને અમે રાખી શકીએ એમ નથી' એમ કહીને એને વદાય આપવી પડી. કપડાં એટલાં સારાં પહેરતો ને ફરતો પણ એવી રીતે, કે મને મળવા આવેલા એકબે જણે એને મારો આધેનો સગો ધારેલો.



# ૧૪ : જોવા લાયક સ્થળો

કાલિદાસ વિષે એક દંતકથા પ્રચલિત છે. એક વખત ભોજ રાજા સાથે રીસાઇને એ ચાલ્યો ગયો. એની બહુ શોધ કરી પણ પત્તો ન લાગ્યો. આખરે એક કલાવતી સ્ત્રીને ત્યાં એ રોજ જાય છે એવી ખબર ભોજને મળી. એણે એક યુક્તિ કરી. એ પોતે એ સ્ત્રીને ત્યાં ગયો ને દિવાનખાનાની ભીંત પર, કાલિદાસ જ જેની પાદપૂર્તિ કરી શકે એવું એક ચરણ લખ્યું: **कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ।** (કમલમાં કમલ ઊગે છે એમ સાંભળવામાં આવ્યું છે, જોવામાં આવ્યું નથી.) બીજે દિવસે કાલિદાસે આવી ચરણની પુર્તિ કરી: **बाले तव मुखाम्भोजे जातमिन्दीवरद्वयम् ।** (બાલા, તારા મુખરૂપી કમલમાં આંખરૂપી બે નીલકમલ ઉત્પન્ન થયાં છે). એજ રીતે મુંબાઇ માટે કહી

શકાય કે હિંદુસ્થાનમાં એ જ મોટું જોવા લાયક સ્થળ છે. પણ એ જોવા લાયક સ્થળમાં પણ બીજાં અનેક જોવા લાયક સ્થળો સમાએલાં છે. એક કમલમાં અનેક કમલો ઊગ્યાં છે.

મુંબાઈમાં જોવા લાયક સ્થળોમાં સૌથી પ્રથમ સ્થાન તાજમહાલને આપવું જોઈએ. તાજમહાલની ખ્યાતિ દુનિયાના ખૂણેખૂણામાં પ્રસરી ગઈ છે. એનાં સાન્દર્યનાં ગાન અનેક કવિઓએ ગાયાં છે. પહેલાં એવો નિયમ હતો કે સારા કવિમાં ગણાવા માટે તાજમહાલ વિષે એકાદ કાવ્ય રચવું જ જોઈએ. દુનિયાની અદ્‌ભુતરમ્ય વસ્તુઓમાં તાજમહાલને ઉચ્ચ સ્થાન મળ્યું છે. અનેક પરદેશીઓએ માત્ર તાજમહાલનાં દર્શન કરવાને ખાતર હિંદની યાત્રા કરી છે.

અને આ તાજમહાલના બાંધનારને કે બંધાવનારને પહેલેથી જ ખબર હતી કે આનાં દર્શન કરવાને પરદેશથી અનેકાનેક મુસાફરો આવશે. એટલા માટે મુસાફરોને ઝાઝી તકલીફ વેઠવી ન પડે, ને મુંબાઈના બારામાં આવતાં વારને મુસાફરોની આંખ તાજમહાલ પોતાના સૌન્દર્યના તેજઝબકારાથી વીજળી પેઠે આંજી નાંખે, એવા હેતુથી પ્રેરાઈ તેમણે એની રચના મુંબાઈના કિનારા પર જ કરી છે. યુરોપ, અમેરિકા આદિ દેશથી આવનારા પ્રવાસીઓ બંદર પર ઊતરી બહુ જ સહેલાઈથી તાજમહેલનાં દર્શન કરી લઈ પાછા સ્ટીમરમાં જઈ શકે છે, અને પોતાને દેશ જઈ 'અમે તાજમહેલ જોઈ આવ્યા' એમ સગર્વ કહી શકે છે.

એક એવી દંતકથા છે કે મોગલ શહેનશાહ શાહજહાને પોતાની પત્નીના મૃત્યુ બાદ તેનું સ્મરણ જાળવવાને તાજમહાલ બંધાવ્યો. પરંતુ તપાસ કરતાં આ કથા મને ખોટી માલૂમ પડી છે. તાજમહાલની સ્થાપત્યકલા જોતાં એ મોગલાઈ જમાનાની

લાગતી નથી. તેમ જ એને બંધાવવામાં શાહજહાન નામની કોઇ વ્યક્તિ—શહેનશાહ કે સામાન્ય વ્યક્તિ—નો જરા જેટલો પણ હાથ નહોતો.

શાહજહાન ને એની બેગમ મુમતાઝની કબરો પણ તાજ-મહાલમાં છે એમ કેટલાક કહે છે. પરંતુ તાજમહેલના ઘણા ઓરડાઓ મેં જોયા છે, તેમાં કોઈ સ્થળે કોઈની પણ કબર હોવાનો સંભવ મને દેખાયો નથી. તાજમહાલના અનેક રખેવા-ળોને એ વિષે પૂછતાં સૌ ખાતરીથી કહે છે કે 'અહીં કોઈની કબર નથી' એટલું જ નહિ પણ એવી પૃચ્છા કરનારને એ ગાંડો ગણી કાઢતા હોય એમ એમની મુખમુદ્રા પરથી પણ મને લાગ્યું છે. વધારે તપાસ કરતાં માલૂમ પડયું છે કે મુમતાઝ સદેહે જીવતીજાગતી પોતાના અનેક સિનેમારસિક મિત્રો સાથે તાજમાં ઘણી વાર આવે છે. એ સિનેમાનટીની ઇર્ષ્યાથી પ્રેરાઇ કોઇકે એની કબરની વાત જોડી કાઢી છે.

કેટલાક કહે છે કે આગ્રામાં આવો તાજમહાલ છે, પણ તેને આની સાથે માત્ર નામનું જ સામ્ય છે અને તેની સાથે આપણને કશી નિસ્બત ન હોવાથી તે વિષે કંઇ લખવું અહીં અપ્રસ્તુત છે.

બહારથી જોનારને ઘણી વાર લાગે છે કે: 'આ તાજમહેલમાં એવું તે શું છે કે લોકો એના આટઆટલાં વખાણ કરે છે?' એ ભવ્ય ઇમારત છે એ ઉપરાંત એમાં એવું કાઇ અદ્દ્ભુત સ્થા-પત્ય અથવા કાંઈ રમણીય કલા દેખાતી નથી કે એને જોઇને ડાહ્યા માણસો ગાંડા થઈ જાય ને કવિઓને એકદમ કવિતાની સ્ફુરણા થઈ આવે. બહાર ઊભેલાને કદાચ તાજમહેલ કરતાં સમુદ્રનાં દર્શન કરવાં, અથવા તો ગેટ-વે-ઓફ-ઇન્ડિયા (હિંદુસ્થાનનું પ્રવેશદ્વાર) જોવું વધારે આહ્લાદક લાગે. પણ એક વાર તાજ-

મહાલની અંદર પ્રવેશ કર્યા પછી જ એનાં અદ્દભુત સૌન્દર્ય ને સગવડનો ખ્યાલ આવી શકે છે. શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધઃ સમસ્ત ઇન્દ્રિયગ્રામને આકર્ષનારી સામગ્રી એમાં ભરપૂર પડી છે.

છેલ્લામાં છેલ્લી ઢબનાં ફર્નિચર વડે શણગારાએલા એના વિશાળ ઓરડાઓમાં છેલ્લામાં છેલ્લી ઢબનાં કપડાંમાં શોભતાં નર ને નારીઓ છેલ્લામાં છેલ્લી ઢબનાં ખાદ્ય ને પેયની લિજ્જત માણતાં દેખાય છે. નૃત્ય ને સંગીત એ તો અહીંનો રોજનો કાર્યક્રમ છે. ઉપર વીજળીના દીપો પૂર્ણિમાનો પ્રકાશ ઓરડામાં પાથરી રહ્યા હોય છે. સાથે સાથે વીજળીના પંખાઓ ઉનાળાની અસહ્ય ગરમીને ધીમા ધીમા ધક્કા મારી બહાર હડસેલી રહ્યા હોય છે. એ જ રીતે નીચે વિદ્યુલ્લતા સમી નારીઓ તેજનાં વર્તુલો દોરતી ફરી રહી હોય છે ને તેની આસપાસ વીજળીના પંખા સમા પુરુષો ભમી રહ્યા હોય છે.

સાકી, સનમ ને શરાબની જે ધમાલ અહીં નિત્યે મચી રહે છે તે જોતાં સુફી કવિઓએ વર્ણવેલું મયખાનું તે આ જ હશે એમ લાગે છે.

તાજમહાલમાં અંદર ગયા પછી જોવાનું એટલું બધું હોય છે કે કેટલાકને તો આખી રાત એ જોતાં થાય છે, ને સૌથી વધારે ખૂબીની વાત તો એ છે કે જે પ્રમાણે અંદરની રમ્યતાનો પૂરેપૂરો આસ્વાદ લઈ આવીને બહાર આવ્યા પછી ઘણાને એક તાજમહાલને બદલે બે તાજમહાલ દેખાય છે! એટલું જ નહિ, રાસ રમતી સુંદરી સમો એ ચકરચકર ફરતો દેખાય છે, રમણીયતાના સ્વરૂપ સમો એ ક્ષણે ક્ષણે નવલાં રૂપ ધરતો જણાય છે અને એ મુસાફરને પરાણે કોઈ ટેકસી કે ગાડીમાં બેસાડીને લઈ ન જાય તો એને ત્યાંથી ખસવાનું બિલકુલ મન થતું નથી—ત્યાંથી જવાની શક્તિ જ એનામાં રહેતી નથી.

કહે છે કે ચાંદનીમાં તાજનાં દર્શન કરવાં એ અલૌકિક લહાવો છે. ખરી વાત છે. એ લહાવો અલૌકિક છે, કારણ કે આ લોકમાં મળી શકે એવો નથી. તાજના વિદ્યુદ્દીપકોના પ્રકાશ આગળ શરમાઈને ફીકી પડી જતી ચાંદની તાજથી દૂર ને દૂર રહે છે, એટલે ચાંદનીની અંદર તાજ કેવો દેખાય છે એની કલ્પના જ માત્ર થઇ શકે. ખરી મઝા તો તાજની અંદર જે ચાંદની ચમકી રહી હોય છે તેની હોય છે. કોઇકે ખરૂં જ કહ્યું છે કેઃ 'દુનિયાને ઊંધા ચશ્મા!' ચાંદનીની અંદર તાજ નથી હોતો, તાજની અંદર ચાંદની હોય છે. આકાશવાસી સકલંક ચન્દ્રની ટાઢી, સૌમ્ય ચાંદની એક સમુદ્રમાં ભરતી આણે છે, તે કરતાં ઘણી વધારે સબલ રીતે આ તાજમાંના ભૂમિવાસી નિષ્કલંક ચંદ્રમાઓની રુદ્રરમ્ય જ્યોત્સ્ના કંઇ કંઈ હૈયાંઓને હેલે ચઢાવે છે. અને તાજમાંના આ જંગમ ચન્દ્રોની ચન્દ્રિકાની કલાને તિથિઓ પ્રમાણે ભરતીઓટ નડતાં નથી, એ એની વિશિષ્ટતા છે.

તાજમહાલની મોહિનીમાંથી છૂટી આગળ આવતાં પ્રથમ ધ્યાન ખેંચે છે પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ. મ્યુઝિયમ એટલે અજાયબઘર. અને ખરેખર, ઘર તરીકે એ બહુ અજાયબી ઉપજાવે એવું છે. આ ઘર ઘણું વિશાળ છે. એની આસપાસ મોટો બગીચો આવેલો છે. પરંતુ એ ઘરમાં ત્રણેક શેઠિયાઓ ને સાતઆઠ નોકરો રહે છે. 'કુટુંબ'ને 'દેશ'માં રાખી એ એકલા પુરુષો આવડા વિશાળ મકાનમાં રહેવા છતાં, ફર્નિચર જોઇએ તે કરતાં ઘણું ઘણું વધારે હોવાને લીધે, જગાની તંગી ભોગવતા હોય એમ લાગે છે.

મારા એક ઓળખીતા ગૃહસ્થ છે. એમને ચોરબજાર-માંથી કામની ને નકામી—મોટે ભાગે નકામી—ચીજો લાવી વસાવવાનો ભારે શોખ છે. એમને ઘેર જઇએ ત્યારે ઓર-ડામાં એટએટલી વસ્તુઓ પડી હોય છે કે જેટલો વખત ત્યાં

ચોળીએ છીએ તેટલો વખત ઊભા રહીને જ કાઢવો પડે છે—બેસવાની જગા મળતી નથી. એ જ પ્રમાણે આ મકાનનો કયુરેટર નામે ઓળખાતો માલીક પણ જુદી જુદી જાતની વસ્તુઓનો બહુ શોખીન હોય એમ દેખાય છે. જાતજાતનાં ચિત્રો ભેગાં કરી એણે બેચાર ઓરડા ભરી દીધા છે. અનેક પ્રકારનાં વાજિંત્રો વળી બીજા ચારપાંચ ઓરડામાં ખડકયાં છે. કોઇને ન ઊકલે એવા શિલાલેખો આપણી નજર સામે ધુરકતા એ સિવાયના ઓરડામાં પડયા હોય છે. ભય, રોષ ને જુગુપ્સા ઉપજાવે એવા જનાવરોનાં હાડપિંજરો પણ એ મકાનનો મોટો ભાગ રોકે છે. મનુષ્યની સંગતિથી કંટાળી કુદરત ને જનાવરના સંગમાં વસવાનો વિચાર કરી કોઇક કયુરેટર નામના વિચિત્ર સ્વભાવના પુરુષે આ મકાનની રચના કરી તેને ચિત્રવિચિત્ર, નિરુપયોગી ને કેવળ અસંબદ્ધ વસ્તુઓ વડે ભરી દીધું છે.

આ મકાનનું નામ પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ શાથી પડયું એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. એક મત એવો છે કે ઈંગ્લાંડના રાજાના પાટવી કુંવરે આ મકાનની ઉદ્‌ઘાટનક્રિયા કરી હતી. બીજો મત એવો છે કે આપણા દેશના રાજામહારાજાઓના પાટવી કુંવરો જે રમકડે નાનપણમાં રમતા તે સર્વ રમકડાં ભેગા કરી આ મકાનમાં સંઘરવામાં આવ્યાં છે. ત્રીજો અને સાચો મત, અર્થાત્ મારો મત, એવો છે કે આ મકાનનો માલીક કયુરેટર મૂળ વેલ્સ નામના દેશના રાજવી કુટુંબમાંથી ઊતરી આવેલો. ત્યાંના રાજકુટુંબના સર્વ મનુષ્યો 'પ્રિન્સ' તરીકે ઓળખાય છે. એણે આ મકાન બંધાવ્યું ને એને પોતાના રાજકુટુંબની સ્મૃતિ જાળવવા પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ નામ આપ્યું. મકાન બંધાવ્યા પછી એને એકલું લાગવા માંડયું ને આ દેશના લોકો સાથે મેળ મળ્યો નહિ, એટલે એણે જાત-

જાતની વસ્તુઓ વસાવી પોતાનું મન મનાવવા માંડયું, ભારે લાગવગ લગાડીને એણે મોટા મોટા પૈસાદાર માણસોને ત્યાં નકામી પડેલી વસ્તુઓ ખરીદી લઇ તેને એ મકાનમાં સ્થાન આપ્યું. દરેકની પાસે કંઇ ને કંઇ કાઢી નાંખવા જેવી વસ્તુઓ હોય છે. દીર્ઘદૃષ્ટિ વાપરી ઘેર ઘેર પહોંચી જઇ નજીવા દામે, ને કેટલીક વાર તો મફત પણ, એણે એવી વસ્તુઓ ભેગી કરી કરી તેનો સંગ્રહ કર્યો. આ મકાનમાં જોવા જેવી ને ન જોવા જેવી એટલી બધી વસ્તુઓ છે અને ન જોવા જેવી વસ્તુઓ તરત જ નજરે પડે એવી રીતે તથા જોવા જેવી વસ્તુઓ કોઇની નજર ન જાય એવી રીતે ખૂણામાં ગોઠવવામાં આવેલી હોવાથી, પ્રેક્ષક જોવા જેવું ઘણું રહી ગયું એવો અસંતોષ અનુભવતો ત્યાંથી પાછો ફરે છે. હવેને વખતે બાકીની વસ્તુઓ જોઇ જઇશ એવો નિશ્ચય કરે છે ને તેને કદી અમલમાં મૂકતો નથી. મને પોતાને તો સૌથી વધારે જોવા લાયક એ મકાન લાગે છે. દૂર ઊભા રહી એ મકાનને જોતાં એ તદ્દન સામાન્ય મકાન જેવું લાગે છે, પરંતુ બહારથી નિર્દોષ ને ભલો દેખાતો મનુષ્ય એકાએક મુખમાંથી અદ્ભુત શબ્દોનો વરસાદ વરસાવે ત્યારે જેમ આપણે આશ્ચર્યથી અવાક્ થઈ જઈએ છીએ, તેમ આ સાધારણ મકાન જેવા મકાનના ભિતરમાં આટઆટલા ભેદ ભર્યા છે, એમ જાણી આપણે આશ્ચર્યમાં ગરકાવ થઇ જઇ ઇશ્વરની અકલિત લીલાનો વિચાર કરવા માંડીએ છીએ.

આમ ઇશ્વરની અદ્ભુત લીલાનો વિચાર કરતા આપણે આગળ ચાલીએ છીએ ને થોડી જ વારમાં પોતાની ઊંચાઇના ગર્વમાં મસ્ત બની અહંભાવના ટકોરા કરતું રાજાબાઇ ટાવર આપણી આગળ ખડું થાય છે.

આનું નામ ટાવર છે, પણ સ્થાપત્યકલાના અભ્યાસીઓ

કહે છે કે મૂળ એ મિનારો હતો. મોગલ બાદશાહના જમાનામાં કુતુબ મિનારાની સ્પર્ધામાં એની રચના કરવામાં આવી હતી. પણ પાલખ બાંધવા માટે લાકડાં પૂરતા પ્રમાણમાં ન મળવાથી એની રચના અધવચેથી અટકાવવી પડી. ત્યાર પછી મુંબાઇના રાજાના હાથમાં એ આવ્યો ને તેણે એનો ઉપયોગ સ્ત્રીકેદીઓને રાખવા માટે કર્યો. એ ઉપરથી એનું નામ રાજાબાઇ ટાવર પડ્યું. 'ટાવર ઓફ લંડન'માં જેમ રાજકેદીઓ રાખવામાં આવતા તેમ આ ટાવરમાં પણ બાઇકેદીઓને પૂરવામાં આવતી. છેક ઊંચે, નાસી જવું અશક્ય થઇ પડે એટલે ઊંચે, ચાર મોટાં બાકોરાં હવા રાખવામાં માટે એમાં કોરવામાં આવ્યાં. એ પછી, સ્ત્રીસન્માનની ભાવના વૃદ્ધિ પામતાં, સ્ત્રીઓ માટે સારાં સગવડવાળાં કારાગારો રચાયાં એટલે આ ટાવર નકામું પડ્યું. ત્યારે હવા આવવા માટે રાખવામાં આવેલા બાકોરામાં ઘડિયાળો મૂકી એ મિનારાની શોભા વધારવામાં આવી. વખત જતાં એ ટાવરની જગા પર યુનિવર્સિટીની ભવ્ય ઇમારતો રચાઇ ને આજે ત્યાં સિન્ડિકેટ તથા સેનેટની સભાઓ મળે છે, ત્યારે વાદવિવાદમાં વખત ગુમાવતા સભ્યોને દર પા પા કલાકે ચેતવણી આપી રાજાબાઈ ટાવર સમયનું મૂલ્ય સમજાવવાનો વ્યર્થ પ્રયત્ન આદરી રહે છે.

મુંબાઇનાં બીજાં જોવા લાયક સ્થાન તે જુહુ ને ચોપાટી છે. દરિયાકિનારે એ બંને સ્થળો આવેલાં છે માટે નહિ, પણ ત્યાં જાતજાતનાં મનુષ્યો ને ખાવાનાવાળા ભેગા થાય છે એ કારણથી એ સ્થળનો મહિમા મોટો છે. વિશ્વરચનાનો એ સર્વસાધારણ સિદ્ધાન્ત છે કે જ્યાં જ્યાં દરિયો ત્યાં ત્યાં દરિયાકિનારો પણ હોય છે, પણ ચોપાટી ને જુહુ તો મુંબાઇનાં જ. મુંબાઈની ગૌરાંગ લલનાઓ કે શ્યામાઓની દરરોજ બદલાતી ફેશનનું નવસ્વરૂપ ત્યાં

ઘડાય છે. મુંબાઇના ધમધોકાર કમાતા ડૉકટરોની કમાણીનાં બીજ ત્યાં જ રોપાય છે. લોકો ત્યાં હવા ખાવા જાય છે, પણ હવા ઉપરાંત બીજું ઘણું વધારે ખાઇને પાછા ફરે છે. જુહૂને કિનારે પ્રાચીન કાળમાં એક રાક્ષસ રહેતો ને તેને સંતોષવા આજુ-બાજુનાં ગામડાના લોકો દરરોજ પોતાનામાંથી એક મનુષ્યને ભક્ષ તરીકે તેની પાસે મોકલતા. આ પ્રાચીન પ્રથાના સ્મૃતિચિહ્ન તરીકે આજે યે જુહુનો દરિયો દર વર્ષે કોઇકે ને કોઇક બત્રીશ-લક્ષણા પુરુષનો ભોગ લીધા વિના રહેતો નથી. ચોપાટીની રેતી પર બેસી કંઇ કંઇ લોકો મહેલ બાંધે છે, કેટલી યે વ્યાકતઓ ત્યાં પ્રણયના પાઠો શીખે છે, કેટલા યે વકતાઓ ને ફેરિયાઓ પોતાની જાતની ને પોતાના માલની જાહેરાત ત્યાં આપી શકે છે. નવરાઓ ને બહુ કામવાળાઓ, મોટરમાં ફરનારા મિલમાલીકો ને પગે ચાલનારા મુફલીસો, વૃદ્ધો ને યુવાનો, સ્ત્રીઓ ને પુરુષો સર્વ ત્યાં ભેગાં થાય છે. સમુદ્રની શીતળ લહેરમાં દુનિયાની ખટપટ ભૂલી –ભૂલી નહિ, પણ વધારે યાદ કરી ઠંડા પહોરની ગપો ચલાવે છે; ઘેનથી મીંચાઇ જતી આંખો વડે સ્વપ્નો ઘડે છે ને આંખ ઊઘડતાં સ્વપ્નાંઓ સંકેલી ઘર તરફ ચાલવા માંડે છે. સાગરના સનાતન સંગીત સાથે કુલફીમલાઇ ને કડક ચંપી, ભેળ ને ગંડેરીના કર્ણમધુર સ્વરો ત્યાં જ સાંભળવાના મળે છે. કુદરત અને મનુષ્ય, સાગર ને જનસમુદાય; અનન્તતા ને સાન્તતાનો આવો શંભુમેળો ભાગ્યે જ બીજે જોવા મળે.

આ જ પ્રકારે મનુષ્યોને ભેગાં થવા માટે–ખાસ કરીને નવાં પરણેલાં પતિપત્નીને પ્રણયોપચારના પ્રસંગો મળે એટલા માટે–મુંબાઇમાં કેટલાક બાગો પણ બાંધવામાં આવ્યા છે. તેમાં હેંગિંગ ગાર્ડન (ઝૂલતા બાગ) મુખ્ય છે. એનું નામ 'હેંગિંગ' (ઝૂલતો–લટકતો) શા પરથી પડયું હશે તે, એકમેકના હાથ પર

લટકતાં ચાલતાં નવપરિણીત અથવા અપરિણીત યુગલોને જોતાં તરત સમજાય છે. જીવન ઊર્ધ્વગમન માટે છે એમ દર્શાવતો હોય તેમ એ બાગ ઊંચી ટેકરી પર આવ્યો છે, પણ ઊર્ધ્વગમન આદર્યા પછી પણ માણસો તો એવાં ને એવાં જ રહે છે, એમ ત્યાં ભેગાં મળેલાં મનુષ્યો પરથી આપણી પ્રતીતિ થાય છે.

'વિક્ટોરિયા' નામની સાથે સંબંધ ધરાવતી મુખ્ય ત્રણ વસ્તુઓ મુંબાઈમાં છે, 'વિક્ટોરિયા ગાર્ડન', 'વિક્ટોરિયા ટર્મિનસ' ને વિક્ટોરિયા નામે ઓળખાતી ઘોડાગાડીઓ. આ ત્રણે એક-બીજાથી અસંબદ્ધ છે ને ત્રણેનો 'વિક્ટોરિયા' શબ્દ સાથેનો સંબંધ આકસ્મિક જ છે એમ ઘણાંને લાગે છે.પણ વસ્તુતઃ તેમ નથી. પ્રાચીન કાળમાં, અત્યારે જ્યાં વિક્ટોરિયા બાગ આવેલો છે ત્યાં, મોટું જંગલ હતું અને વિક્ટોરિયા ટર્મિનસ તરીકે જે જગા અત્યારે જાણીતી છે ત્યાં સુધી એ ફેલાએલું હતું. એમાં વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓ રહેતાં. એ વનમાં મોટાં મોટાં તળાવો હતાં તેમાં મગરો વસતા. ધીરે ધીરે મુંબાઇમાં મનુષ્યની વસતિ થતાં, જંગલનાં પ્રાણીઓ પોતાના કરતાં વધુ ક્રૂર, હિંસક ને ચાલાક પ્રાણીની હાજરી જોઇ, પ્રાણ બચાવવા નાસી ગયાં. એમાંથી જે જે જનાવરો પકડાઇ ગયાં તેમાંના મોટે ભાગે તે કાળના મનુષ્યોને ખોરાક તરીકે ઉપયોગમાં આવી માનવના ઉદરમાં પૂરાઇ ગયાં. આ જાતનો માંસાહાર મુંબાઇનાં હવાપાણીને અનુકૂળ નથી એમ જણાતાં બાકીનાંને વનના એક ભાગને સાફ કરી તેમાં પાંજરા બંધાવી એ પાંજરામાં પૂર્યાં. વનનાં ઝાડો કાપી નાંખી બળતણ તરીકે વાપર્યા પછી જે વધ્યાં તેમાંથી ગાડીઓ બનાવી ને જંગલમાંથી પકડાએલા ઘોડાઓને એ ગાડી ખેંચ-વાના ઉપયોગમાં લીધા. પાછળથી એ પ્રકારની ગાડીનું નામ વિક્ટોરિયા પડ્યું, ને તે પરથી જેના લાકડા તથા ઘોડા વડે એ

ઘોડાગાડી અસ્તિત્વમાં આવી તે જગાનું નામ વિકટોરિયા ગાર્ડન (અર્થાત્ વિક્ટોરિયા નામક ઘોડાગાડીનો આદ્યસર્જક બાગ) પડ્યું. એ બાગ બંધાવ્યા પછી જંગલ કાપી નાંખીને વિશાળ જગા કરી એ જંગલના માલીકે પોતાને નકામો પડેલો ભાગ એક પરદેશી વેપારી પેઢીને વેચી નાંખ્યો. એ પેઢીએ ત્યાં ફૂલઝાડનો બાગ બનાવવાની બહુ કોશિશ કરી. પણ એ પથરાળ જમીનમાં ઝાડનાં મૂળ બાઝયાં જ નહિ. વર્ષો સુધી પ્રયત્ન કર્યા પછી નિષ્ફળ થઇને એમણે રેલ્વે કંપની કાઢી તેને માટે સ્ટેશન બાંધવા સારૂ જગા ઉપયોગમાં લઈ લીધી. 'તમારો બાગ ક્યારે થશે ?' એમ લોકો એ પેઢીના સંચાલકને બાગ બનાવવાના એના નિષ્ફળ પ્રયત્નોની હાંસી કરતાં પૂછતા ને એના તરફથી હંમેશ એકનો એક જવાબ મળતો કે: 'ગાર્ડન ઇન પ્રેપરેશન (બાગ બંધાઇ રહ્યો છે)' તે પરથી તે પેઢીનું નામ લોકોએ મજાકમાં ગાર્ડન ઇન પ્રેપરેશન પાડયું ને પછી રેલ્વે કંપનીને પણ એ નામ લાગુ પડી જતાં આજે યે એને જી. આઇ. પી. રેલ્વે તરીકે આપણે ઓળખીએ છીએ.

વિકટોરિયા ગાર્ડનમાં માણસોને ભય પામ્યા વગર જોવા માટે જાતજાતનાં પ્રાણીઓ રાખવામાં આવ્યાં છે. હું લગભગ દશેક વર્ષ મુંબાઇ રહ્યા છું, પણ છેક હમણાં જ એ બાગ જોવા જઇ શકયો. હું જ્યારે મુંબાઇ બહાર રહેતો,ત્યારે મુંબાઇ જઇને સૌથી પહેલાં વિકટોરિયા ગાર્ડન જોવા જઇશ એમ ધારતો હતો, પરંતુ મુંબાઈ આવીને વસ્યા પછી અત્યાર સુધી 'આજે નહિ કાલે' એમ નિશ્ચય કરી જોવા જવાનું માંડી વાળતો. વિક્ટોરિયા ગાર્ડન જતી ટ્રામમાં પણ હું ઘણી વેળા બેઠો છું, પણ છેક ગાર્ડન સુધી ન જતાં અપવ્યય ગણતરી પડતો અને છેક હમણાં હું વિક્ટોરિયા ગાર્ડન જોવા જઇ શકયો, તે પણ અકસ્માત જ. મારે

જવું'તું આથે, પણ કોઇ કારણસર ટ્રામ વિક્ટોરિયા બાગ આગળ આવીને અટકી ગઇ. અડધા કલાક સુધી ટ્રામ ફરી ચાલે એમ નથી એમ જાણતાં હું સામે આવેલા બાગમાં જરા હવા ખાવા ગયો. અંદર ગયા પછી દુઃખમાં આવી પડેલો કોઇ સિંહ મદદને માટે પોકાર કરતો હોય એમ મને લાગ્યું. કોઇક સિંહને કાંટોબાંટો ભોંકાઇ ગયો હશે ને એન્ડ્રોક્લિસની પેઠે એને કંટકમુક્ત કરી હું પણ અભય ને અમર બનું એવો નિશ્ચય કરી અવાજ આવતો હતો તે દિશા તરફ હું વળ્યો. પછી તો એક પછી જનાવરો, પાંજરામાં પૂરાએલા જોતાં, આજુબાજુ ફરતા માણસોને પૂછ્યું: 'અહીં કોઇ સરકસ આવેલું છે?'

બેચાર જણે કંઇ જવાબ દીધો નહિ, પણ પાંચમી વ્યક્તિએ જણાવ્યું: 'હા, દેવળનું સરકસ છે!'

'માળા દેવળે જાનવર ઠીક ભેગાં કર્યાં છે' એમ બબડતો હું બધાં જાનવરોને જોઇને ઘેર પાછો આવ્યો ત્યારે ખબર પડી કે એ પ્રાણીઓ દેવળના સરકસનાં ન હતાં, પણ વિક્ટોરિયા ગાર્ડનનાં હતાં ને દેવળના સરકસ માટેનાં જાનવરો તો ગોવાળિયા ટૅંકના મેદાનમાં રાખવામાં આવ્યા હતાં.

'હા, ત્યારે હું જોઇ આવ્યો તે વિક્ટોરિયા બાગ, નહિ?' મેં પૂછ્યું.

'ત્યારે તમને એમાં સંશય છે?' જવાબ મળ્યો.

'ચાલો, ઘણા વખતની ઇચ્છા પૂરી થઇ' કહી મેં સંતોષ વ્યક્ત કર્યો. પણ હજીયે મેં વિક્ટોરિયા ગાર્ડન જોયો હોય એમ મને લાગતું નથી, દેવળના સરકસનાં જાનવરો જ જોઇ આવ્યો હોઇશ એવી ગૂઢ શંકા હજી રહી ગઈ છે.

કહે છે કે વિક્ટોરિયા બાગનાં જનાવરો માણસોના સંસ-

ર્ગમાં આવી માણુસ જેવા બની ગયાં છે ને ત્યાં જનારા મનુષ્યો પ્રાણીઓની સંગતિથી જનાવર જેવા બન્યા છે. અહીં આવનારા માણુસોની વીરતા અદ્ભુત હોય છે. વગર હથિયારે, ઝાડ પર ચઢી જવાની સગવડ છે કે નહિ તેની યે પૂરી તપાસ કર્યા વગર, તેઓ ઠેઠ સિંહના પાંજરા સુધી પહોંચી જાય છે. આ મનુષ્યો એટલા શૂરવીર હોય છે કે વાઘસિંહને તો જુએ ત્યાંથી મારવાનો એમનો સ્વભાવ જ પડી ગયો હોય છે. આથી આવા મનુષ્યો વાઘસિંહ વગેરેને ઇજા ન કરી બેસે એટલા ખાતર પાંજરા બાંધી તેમાં એ જનાવરોને રાખવા પડે છે. આમ છતાં કેટલાક મનુષ્યો છત્રીના સળિયા ખોસીને પણ એ ભયંકર પ્રાણીઓને ડરાવ્યા વગર રહી શકતા નથી. જનાવરોને જોઈ આવેલા મનુષ્યો ત્યાંના પ્રાણીઓ માટે પોતે શું ધારે છે તે આપણુને કહી બતાવે છે, પણ ત્યાંનાં પ્રાણીઓ મનુષ્ય માટે શું ધારે છે તે જો તેઓ કહી શકતા હોત તો આપણે કદાચ મનુષ્ય હોવાનો ગર્વ છોડી દેવાનો પ્રસંગ આવત. એ પ્રાણીઓ મૂંગા છે—આપણી દૃષ્ટિએ મૂંગા છે, એ જ ઠીક છે.

આ ઉપરાંત મુંબાઇમાં બીજા ઘણા બાગો છે. લાલબાગ, મોરારબાગ, હીરાબાગ, કૃષ્ણબાગ, રામબાગ, તાગબાગ, માધવબાગ વગેરે વગેરે. આપણે એમ માનીએ છીએ કે બાગમાં હંમેશાં વનસ્પતિ તથા ફૂલની શોભા ભરી હોય છે. તે મન્તવ્ય શા તત્ત્વ પર રચાયું છે તે હું જાણુતો નથી. પરંતુ એ મન્તવ્ય ખોટું છે એમ મુંબાઇના આ બાગો જોનારને જણાયા વિના રહેશે નહિ. આમાંથી કોઇ બાગમાં ઝાડઝાંખરા તથા ઘાસ વગેરે હોય છે તો તે ભૂલથી જ ત્યાં ઊગી નીકળ્યાં હોવાને લીધે, તથા માલીકની તેના પર દૃષ્ટિ ન પડવાને લીધે જ ત્યાં રહી શકે છે.

ડાર્વિને ઉત્ક્રાન્તિવાદ સમજાવ્યો–હમણાં 'શોધી કાઢયો' એમ લખવા જતો હતો; ઉત્ક્રાન્તિવાદ કે કોઈ પણ વાદ એ તે શું શોધવાનો હતો?-તે પહેલાં આપણા પ્રાચીન ઋષિમુનિઓને એનું જ્ઞાન હતું. આપણી પાસેથી જ આ પાશ્ચાત્ય વિચારકો બધું શીખી જઈ પછી પોતે નવી શોધ કરી હોય એમ જગત આગળ જાહેર કરે છે. અને ખેદ તથા આશ્ચર્યની વાત તો એ છે કે આપણે પણ ધીરે ધીરે એ માનતા થઇએ છીએ. આપણા પ્રાચીન કાળના પુણ્ય પુરુષોને ઉત્ક્રાન્તિવાદનું યથાર્થ જ્ઞાન હતું જ, અને પવનના એક ઝપાટે ઊડી જાય એવાં તાડપત્રો પર લખી જવાને બદલે એમણે જુદી જુદી જાતના બાગોની રચના કરી મનુષ્ય, વનસ્પતિ, જનાવર, માણસ અને અંતે દેવ એવો ક્રમ શી રીતે પ્રાપ્ત કરે છે તે દર્શાવ્યું છે. બાગો એ ઉત્ક્રાન્તિક્રમના શિક્ષણ માટેના પદાર્થપાઠ રૂપ છે.

સાધારણ બાગોમાં વનસ્પતિ તથા પુષ્પફલ જોવાનાં મળે છે. એ પ્રમાણે આપણે પ્રથમ વનસ્પતિ સમા હતા. એ પછી વિક્ટોરિયા બાગમાં આપણે જનાવરો જોઇએ છીએ. વનસ્પતિ પછીના વિકાસક્રમનું પગથિયું તે જનાવરની દશા. એથી આગળ વધીને આપણે લાલબાગ આગળ જઈએ છીએ. અહીં આપણે જનાવરમાંથી માણસ બનીએ છીએ. પણ સ્થિતિ ઘણે અંશે જનાવર જેવી જ રહે છે. રહેવા માટે ચાલી બાંધી હોય છે, પણ પશુના પાંજરા કરતાં એમાં કાંઈ વિશેષ હોતું નથી. અને ઉત્ક્રાન્તિક્રમમાં એનાથી આગળની ભૂમિકાએ પહોંચેલા મનુષ્યે તરફથી એ લાલબાગનિવાસીઓને જનાવર સમા જ ગણવામાં આવે છે. કોઇક વાર એઓ પણ માણસ છે એવું જણાવવું હોય ત્યારે એમને મજૂર તરીકે ઓળખાવવામાં આવે છે. એથી આગળ આવતાં તારાબાગ અને એવા બીજા 'બાગો'માં મજૂર

કરતાં કંઇક ઉચ્ચ દરજ્જે પહોંચેલા મનુષ્યો જણાય છે. એમને માટે બાંધવામાં આવેલાં પાંજરાં વિક્ટોરિયા બાગના તથા લાલબાગનાં પાંજરાં કરતાં કંઇક વધારે સારાં હોય છે. પણ ત્યાં રહેનારાંઓની સ્થિતિ મહાપુરુષો ને મજૂરો બેની વચ્ચેની હોય છે. એથી આગળ જતાં આવે છે સોહાગબાગ, મોહનબાગ વગેરે. અહીં રહેનારાં પ્રાણીઓ ઉત્તમ કોટિનાં છે. તમે એમની પાસે એકાએક જઈ શકો એમ નથી, એમ દરવાજે ઊભેલા ભૈયાને પૂછવાથી ખબર પડે છે. એ શું કરે છે તે કોઇ જાણતું નથી. કંઈ પણ કરે છે કે નહિ તે યે કોઇ કહી શકતું નથી. અને મહાપુરુષોની ખૂબી જ એ. ભવભૂતિએ કહ્યું છે: 'મહાપુરુષોનાં હૃદયો કોણ જાણી શકે?' તેમ આપણે કહી શકીએ: 'એમનાં કામો પણ કોણ જાણી શકે?' એથી આગળ વધતાં આપણે આવીએ છીએ કૃષ્ણબાગ, હીરાબાગ તથા મોરારબાગ આગળ. આ બાગોમાં હવે મનુષ્ય દેવત્ત્વ તરફ વળતો દેખાય છે. ડાર્વિનને પણ જે ઉત્ક્રાન્તિક્રમની ભૂમિકાની ખબર નહોતી—મનુષ્ય ધીરે ધીરે દેવ બનતો જાય છે એની એણે નોંધ સરખી નથી લીધી—એ દેવત્વપ્રાપ્તિની ભૂમિકાનું ભાન અહીં થાય છે. આ બાગોમાં મનુષ્યો પ્રભુતામાં પગલાં માંડતાં દેખાય છે. સ્ત્રીપુરુષ વચ્ચેની કવિકલ્પના પ્રમાણેની નહિ, પરંતુ કાયદેસર અભેદગ્રંથિ અહીં બંધાય છે. સામાન્ય લોકો જેને લગ્ન કહે છે તે માટે આ બાગોનો ઉપયોગ વધારેમાં વધારે કરવામાં આવે છે. આથી આગળ ભૂલેશ્વરને રસ્તે જતાં આવે છે માધવબાગ. અહીં દેવોનો નિવાસ છે. આ બાગમાં વિક્ટોરિયા ગાર્ડન પેઠે જનાવરો નથી, લાલબાગનાં મોટે ભાગે જનાવર ને થોડે ભાગે મજૂર એવા મનુષ્યો નથી, તારાબાગના મોટે ભાગે મજૂર ને થોડે ભાગે શેઠિયા એવી વ્યક્તિઓ નથી, મોહનબાગના

મોટે ભાગે જ નહિ પણ આખે ભાગે શેઠિયા એવા ઉચ્ચ કોટિના નરોત્તમો પણ નથી. પરંતુ અહીં તો દેવો પોતે જ વસે છે. ઉત્ક્રાન્તિક્રમમાં આગળ વધતો વધતો મનુષ્ય આખરે દેવરૂપ પામે છે. अहं ब्रह्मास्मि, तत्त्वमसि ઈત્યાદિ મહા વાક્યોનો સાક્ષાત્કાર અહીં થાય છે.

આમ મુંબઈના બાગોમાં, પશ્ચિમને હજી અધૂરી જ સમજાએલી એવી ઉત્ક્રાન્તિક્રમની કથા સમાએલી છે.

આ ઉપરાંત જોવા જેવી બીજી વસ્તુ તે આ દેવનિવાસની પાડોશમાં જ આવેલી કેટલીક ચાલીઓ છે. આ ચાલીઓ બહુ પ્રાચીન કાળની છે એ એને જોતાં વારને કોઇ પણ સમજી શકે એમ છે. એની રચના પણ મહાભારતકાળની સ્થાપત્યકલાને અનુસરીને થએલી હોય એવી છે.

કુન્તાની કથા સર્વવિદિત છે. સૂર્યે એના મુગ્ધત્વનો લાભ લઇ એ નિર્દોષ કન્યકાને છેતરી હતી એ વાત તો સૌ કોઇ જાણે છે. એ પછી કુલવતી ક્ષત્રિયકન્યાઓએ સૂર્યનો બહિષ્કાર પોકાર્યો. સૂર્ય પોતાનું મોઢું ન જોઇ શકે એવી જગા બાંધી તેમણે રહેવા માંડ્યું. એ જગા તે આ ભૂલેશ્વર તથા મુંબાઇમાં અન્ય સ્થળે દેખાતી નાનકડી ચાલીઓ. એ ચાલીમાં પ્રવેશવાની સૂર્યની હિંમત ચાલતી નથી. તેમ જ અજાણ્યા માણસ એકાએક ચઢી ન આવે માટે પણ એમાં અનેક કરામતો કરેલી હોય છે. અંધારી જગામાં અફળાતોઝીકાતો કોઇ અજાણ્યો મનુષ્ય ચાલીની અંદર જવાનું સાહસ કરે તો ગમે ત્યાંથી નીકળી આવતાને દાદર એનું સમતોલપણું ગુમાવી નાખે છે. પગથિયાં ચઢવાને એ પ્રયત્ન કરે એટલે પગથિયાં પૂરાં થઇ જાય ને ધબ કરતો તે છેક નીચે

આવે. ઓરડીનું બારણું ધારે ત્યાં ભીંત નીકળે ને ભીંત ધારે ત્યાં બારણું નીકળે. આવી આવી કંઇ કંઇ કરામતો આ ઐતિહાસિક ખંડેરો સમી ચાલીઓમાં ભરી છે.

આ સિવાય પણ મુંબાઇમાં જોવા લાયક બીજી ઘણી જગાઓ છે. પણ આટલી યે બરાબર જોવાય તો બસ છે.



# ૧૫ : મુંબાઇનાં બજારો

આગળ જણાવ્યું છે તેમ મુંબાઇ આખું જ બજાર જેવું છે. બજારમાં જનારને જેવી લાગણી થાય છે, તેવી જ લાગણી પરગામમાંથી મુંબાઇ આવનારને થાય છે. બજારમાંથી કામ પતાવીને ઘેર જવાની સૌને ઉતાવળ હોય છે, બજારમાં હોઇએ તેટલો વખત રખેને કોઇ છેતરી જશે એવી આશંકા રહ્યા કરે છે તે જ પ્રમાણે મુંબાઇમાંથી પૈસો ભેગો કરી ઘેર જઇ ક્યારે શાંતિથી રહીએ તેમ જ રખેને અહીં અમને કોઇ બનાવી ન જાય એમ ઘણા મુંબાઇમાં વસતાં મનુષ્યોને લાગ્યા કરે છે.

મુંબાઇરૂપી આ મહાબજારમાં બીજાં અનેક નાનાંમોટાં બજારો છે. દુનિયાના આ બજારમાં બજારની દુનિયા વસી છે

એમ કહેવું ખોટું નથી.

પરંતુ મુંબાઇનાં બજારો બીજા શહેરોમાં હોય છે તેવાં સામાન્ય બજારો નથી. અસામાન્યતા એ તો મુંબાઇનું ખાસ લક્ષણ છે અને તે મુંબાઈનાં બજારોમાં ન હોય એ કેમ બને?

મુંબાઇમાં આવ્યા પછી અઠવાડિયા સુધીમાં જેના કાન પર શેરબજારનું નામ પાંચસાત વાર ન અથડાય તેણે જરૂર માનવું કે પોતે મુંબાઇને બદલે ભૂલમાં કોઈ બીજે જ સ્થળે આવી પડ્યો છે. ખરી રીતે તો મુંબાઈ આવતાં પહેલાં જ આગગાડીમાં શેરબજારની વાતો સંભળાવા માંડે છે. કદાચ 'શેરબજાર' એ શબ્દ કાને સીધો ન આવે તો 'ટાટા ડીફર્ડ' 'સિમ્પ્લેક્સ' 'તેજી' 'મંદી' એવા એવા શેરબજારમાં પ્રચલિત શબ્દો પણ કાનને પાવન કર્યા વિના રહે નહિ.

હું પ્રથમ મુંબાઇ આવ્યો ત્યારે મારા એક સગાએ પોતાના મિત્રને 'હાથોહાથ' પહોંચાડવા માટે મને એક પત્ર આપ્યો હતો, અને કહ્યું હતું: 'તમને એનું ઘર શોધતાં બહુ તકલીફ પડશે. માટે જમીખાઇને નિરાંતે શેરબજાર જજો. ત્યાં તમને એ તરત મળશે. ને શેરબજાર તો તમને, રસ્તે ચાલતાં નાના છોકરાંને પૂછશો તો તે પણ બતાવશે'.

એમની સૂચના અનુસાર મેં રસ્તે ચાલતા એક છોકરાને પૂછ્યું: 'શેરબજાર ક્યાં આવ્યું?'

'શી ખબર?' કહીને એ ચાલ્યો ગયો. તે પછી થોડે દૂર જઈ બીજા એક જરા મોટી ઉમ્મરના છોકરાને પૂછ્યું, ને એણે નિર્દિષ્ટ કરેલા સ્થળે હું પહોંચ્યો ત્યારે મેં બજાર જોયું–પણ એ શેરબજાર નહોતું, શાકબજાર હતું. છોકરાના સાંભળવામાં કંઈ ભૂલ થઈ હશે. એમ માની ત્યાં ઊભેલા હેલકરીના છોકરાને પૂછી જોયું, અને એના કહેવાથી પહેલી

મળી તે ટ્રામમાં ચઢી બેઠો. કંડક્ટર કને શેરબજારની ટિકિટ માંગતાં એણે કહ્યું: 'દૂસરી ટ્રામ-ઊતર જાઓ'; ને હું એ ટ્રામમાંથી ઊતરી ગયો. બીજી ટ્રામમાં પણ એવો જ અનુભવ થયો. આખરે નાના છોકરાને નહિ, પણ પુખ્ત ઉમરના એક ગૃહસ્થને પૂછી જોતાં માલૂમ પડ્યું કે હું જે ટ્રામમાં જવા માંગતો હતો તે તો બધી દાદર જતી હતી, ને મારે તો તેની સામેની દિશામાં જતી ટ્રામ લેવી જોઈતી હતી.

'હવે આ તરફ જતી ટ્રામમાં બેસજો ને કાળા ઘોડાની ટિકિટ માંગજો' એ ગૃહસ્થે સલાહ આપી.

કાળા ઘોડા, અથવા રાતા, પીળા કે કોઇ પણ રંગના ઘોડાને શેરબજાર સાથે શો સંબંધ હશે તેનો વિચાર કરતો એમની સૂચના મુજબ હું સામી દિશા તરફ જતી ટ્રામમાં બેઠો ને કાળા ઘોડાને બદલે કાળા પાણી જવાનું હોય એવો ભાવ અનુભવતો આખરે હું ગમ્ય સ્થાને પહોંચ્યો-ગમ્ય સ્થાન એટલે શેરબજાર નહિ, પણ કાળા ઘોડા.

અહીં આવ્યા પછી પણ શેરબજાર તો હજી શોધવાનું બાકી જ હતું. શરૂઆતમાં તો મેં ધારેલું કે કાળા ઘોડા એ શેરબજારનું બીજું-અથવા લાડનું-નામ હશે. પણ ત્યાં આવ્યા પછી માલૂમ પડ્યું કે 'કાળા ઘોડા' એટલે એ જગા આગળ મૂકેલું ઘોડેસ્વાર રાજાનું બાવલું અને શેરબજાર તો એથી આગળ છે. બેચાર નાના છોકરાને રસ્તેથી જતા મેં જોયા પણ મારા સગાની સૂચના પ્રમાણે ચાલવું મને આ વખતે ઠીક ન લાગવાથી તેમને ન પૂછતાં ત્યાં આગળથી પસાર થતા એક પોસ્ટમેનને મેં 'શેરબજાર કયાં આવ્યું તે પૂછી જેયું.

એણે ત્રણ ચતુર્થાંશ મરાઠી ને એક ચતુર્થાંશ હિંદી ભાષામાં અને હાથની તથા ડોકાની નિશાની વડે ગને એનાથી બની શકે તેટલું

સંપૂર્ણ માર્ગદર્શન કરાવ્યું. એણે બતાવેલી દિશાએ મેં પ્રસ્થાન કર્યું. પરંતુ કોઇ પણ સ્થળે શેરબજાર તો શું પણ ઇતર કોઇ પણ પ્રકારનું બજાર હોય એમ મને દેખાયું નહિ. બધે જ મોટાં મોટાં મકાનો, દુકાનો કે રેસ્ટોરાં હતાં; છતાં નિરાશ ન થતાં હું આગળ વધ્યો. એટલામાં કોઇ સ્થળે પ્રચંડ આગ લાગી હોય એવો કોલાહલ સાંભળી હું જરા થંભ્યો.

'આગ કયાં લાગી છે?' મેં ઝડપથી ચાલ્યા જતા એક માણસને પૂછ્યું.

'આગ? કોણે કહ્યું કે આગી લાગી?' કહી એ ચાલ્યો ગયો.

બીજા એક ગૃહસ્થને પૂછતાં 'પેટમાં' એવો જવાબ આપી એ પણ હસતા હસતા ચાલી ગયા.

શેરબજારની વાત વિસરી આગ જોવાના કુતૂહલથી પ્રેરાઇ જે જગા આગળથી 'હો–હો' એવો અવાજ આવતો હતો તે તરફ મેં ચાલવા માંડયું.

થોડેક દૂર જતાં, એક વિશાળ ચોગાનમાં અનેક મનુષ્યોને ભેગાં થઈ ધાંટાધાંટ કરતા એકબીજા તરફ ધસી જતા જોઇ મને કંઇ તોફાન થયું હોવાનો ભાસ થયો. હમણાં અહીં ખૂનામરકી થશે અને લોહીની નદીઓ વહેવા માંડશે એમ મને લાગ્યું. પરંતુ એ ચોગાનની બહાર ફરતા લોકો તો જાણે એ નિત્યનો બનાવ હોય અને એમાં જાણે કંઇ નવાઇ જેવું ન હોય એમ સ્વસ્થ મુખમુદ્રાથી નચિંત જીવે પોતપોતાનું કામ કર્યા જતા હતા. તેમજ આસપાસ કોઈ પોલિસબોલિસ પણ જણાતો નહોતો; તેથી અત્યંત આશ્ચર્યચકિત બની પાસેની પાનવાળાની દુકાનેથી પાન ખાતાં એક ગૃહસ્થને મેં પૂછ્યું: 'અહીં શું થયું છે?'

'કયાં?' મારા આશ્ચર્ય સામે પ્રતિઆશ્ચર્ય વ્યક્ત કરતાં એ ગૃહસ્થે પૂછ્યું.

'એ પેલા સામેના ચોગાનમાં.' મેં જવાબ દીધો.

'મુંબાઇમાં પહેલી જ વાર આવો છો?' એણે જવાબ દેવાને બદલે બિનજરૂરી પ્રશ્ન કર્યો.

'એ વાતને મારા સવાલ સાથે કંઈ સંબંધ ખરો?' મેં કંઇક અકળાઇને પૂછયું.

'હા. ઘણો તમે કોઇક વાર પણ આ બાજુ આવ્યા હોત તો આવો સવાલ ન કરત' એણે જવાબ આપતાં જણાવ્યું: 'આ શેરબજાર છે ને અહીં સોદા થાય છે.'

'ઓત્તારીની! આ શેરબજાર છે?–પણ આ કંઇ બજાર જેવું જણાતું નથી.'

'ભલે એ બજાર જેવું નહિ લાગતું હોય. પણ એ શેરબજાર જ છે.' એમણે કહ્યું.

'હાશ! આખરે શેરબજાર જડયું ખરૂં' કહી હું મારા સગાના મિત્રને એમનો પત્ર પહોંચાડવા ચોગાનના દરવાજા તરફ વળ્યો. દરવાજા પર ઊભેલા ભૈયાએ મને અટકાવીને પાસ બતાવવાનું કહ્યું.

'પાસ? બજારમાં દાખલ થવાનો તે વળી પાસ હોતો હશે? આ તે બજાર છે કે સિનેમા?' મેં પૂછયું. પણ મારા સવાલનો જવાબ દીધા વગર ભૈયાએ માત્ર હાથની ઈશારત વડે દૂર જવાનું સૂચન કર્યું. ભૈયા જોડે વગર કારણે લડવાનું ઠીક ન લાગવાથી ત્યાંથી જરા આઘે જઈ હું ઊભો રહ્યો. થોડી વારમાં મારે જે ગૃહસ્થને મળવું હતું તે બહાર આવ્યા. તેમને પત્ર પહોંચાડી શેરબજારનાં દૂરથી જ દર્શન કરી હું પાછો ફર્યો.

એ પછી ચારપાંચ વાર હું શેરબજાર ગયો છું, પણ કોઇ પણ વેળા ત્યાં કાંઇ પણ વેચાતું મેં જોયું નથી. એને બજાર કેમ કહે છે તેનો ખુલાસો થઇ શકે એમ નથી. એમ કહેવાય

છે કે શેરબજારમાં સોદા થાય છે, પણ સ્વાનુભવને આધારે હું કહી શકું છું કે શેરબજારમાં કોઇ પણ જાતનો માલ વેચાતો નથી. આખા બજારમાં એક પણ દુકાન નથી. એટલું જ નહિ, પણ બહારની કોઇ પણ વ્યક્તિને બજારના સમય દરમ્યાન અંદર દાખલ થવા દેવામાં આવતી નથી.

પહેલાં હું એમ ધારતો હતો કે અહીં વેચાતી બધી વસ્તુ શેરના માપથી જોખીને આપવામાં આવતી હશે. પણ અહીં કોઇ વસ્તુ જ વેચાતી નથી, તેમજ ઘણી તપાસ કરતાં પણ આખા બજારમાં કોઈ ત્રાજવું કે કાટલાં રાખતું હોય એમ જણાયું નથી. એટલે મારૂં એ અનુમાન ખોટું ઠરે છે. આ વિષયના જાણકાર હોવાનો દાવો કરતા એક ભાઇએ મને જણાવ્યું છે કે: 'શેર એ અંગ્રેજી શબ્દ છે અને એનો અર્થ ભાગ થાય છે. જુદી જુદી કંપનીઓ પોતાના ભાગીદારો માટે જે શેર કાઢે છે તેના સોદા અહીં થાય છે માટે એનું નામ શેરબજાર કહેવાય છે.' પરંતુ એ જાણકાર ભાઈ મારી બનાવટ કરવા માંગતા હોય તો હું એમ સહેલાઇથી બની જાઉં એમ નથી. શેર એ અંગ્રેજી શબ્દ છે એ હું જાણું છું અને તેનો અર્થ ભાગ થાય છે એની પણ મને ખબર છે. પણ બજાર શબ્દ અંગ્રેજી નથી, તેનું શું? બાપનો ભાગ વહેંચી લેતા છોકરાઓ પેઠે શેરબજારના ચોગાનમાં ભેગા મળેલા પુરુષો હોહા ને ધક્કામુક્કી કરતા જણાય છે. તેમજ પૈતૃક સંપત્તિમાં પુત્રીને અધિકાર હોતો નથી, તેમ આ 'ભાગ' વહેંચી લેનારાઓમાં કોઇ પણ સ્ત્રી દેખાતી નથી એ ખરૂં. છતાં આ ચોગાનમાં જે જે મનુષ્યો ભેગા થાય છે તે જુદી જુદી કોમના ને ન્યાતના હોય છે, એટલે એમને કોઈ એક વ્યક્તિ કે કંપની તરફથી ભાગ મળતો હશે ને તેની એઓ વહેંચણી કરતા હશે એમ માનવુ નિરાધાર ઠરે છે. વળી અહીં

કોઇ જાતના 'શેરો' વેચાતા મેં જોયા નથી. કોરા કાગળની નોટબુકો મળે છે, પણ તે પણ શેરબજારની બહાર ચોગાનમાં. તો અમુક વ્યક્તિઓ ઊભી રહી, અથવા આમથી તેમ દોડાદોડી કરી ધાંટાધાંટ કરવા સિવાય તથા એકબીજા તરફ ધસી જવા ઉપરાંત બીજું કાંઇ કરતી હોય એમ જણાતું નથી.

ત્યારે શેરબજાર નામ શાથી પડયું? શેર અને બજાર બંને ઉર્દૂ ભાષાના શબ્દો છે, ને ગુજરાતીમાં પણ એ સામાન્ય રીતે પ્રચલિત છે. શેર એટલે વાઘ અથવા સિંહ. શેરબજાર એટલે વ્યાઘ્રોનું બજાર, પણ શેરબજારમાં તો કાંઇ વાઘસિંહ જોવામાં આવતા નથી. ખરી વાત છે. પણ લક્ષણા વડે અહીં શેરનો અર્થ વાઘ નહિ, પણ વાઘના જેવા પુરુષો લેવાનો છે. અને એમાં ય જરા અર્થસંકોચ કરવાનો છે. વાઘ જેવા પુરુષો એટલે વાઘ જેવા બહાદુર, લડાયક અથવા શિકાર કરનારા પ્રાણીઓ નહિ, પરંતુ વાઘની પેઠે ગર્જના કરનારા. જેનો ધાંટો બહુ મોટો હોય ને વાતવાતમાં બરાડા પાડવાની જેમને ટેવ પડી ગઇ હોય એવા પુરુષોને ઘરમાં તેમજ બહાર શાન્તિ જળવાય એવા હેતુથી એક સ્થળે ભેગા કરવા માટે શેરબજારની સ્થાપના કરવામાં આવી છે. અહીં ભેગા થઇને એ લોકો યથેચ્છ રીતે ગર્જના કરે છે ને જ્યારે એમનો અવાજ બેસી જઇ હવે એ લોકો ઘરનાંને પોતાના અવાજથી હેરાન નહિ કરી શકે એમ લાગે છે, ત્યારે એમને બહાર જવા દેવામાં આવે છે.

કોઇક વાર વાઘની પેઠે એમનામાં પણ શિકાર કરવાની વૃત્તિ ઉભરાઇ આવે છે. એક વાર મેં શેરબજારમાં કામ કરનારા બે પુરુષોને ઠંડે કલેજે કોઇકને કાપી નાખવાની વાત કરતા સાંભળ્યા હતા.

'હવે તમે કાપી નાંખો.' પહેલા પુરુષે કહ્યું.

'પણ આટલે ઊંચે ગયા પછી કાપવાથી શું વળે ?' બીજાએ શંકા રજુ કરી.

'અરે ! ઊંચે તો ઊંચે. ઊંચેથી કાપશો તો પણ ફાયદો જ છે.' પહેલાએ જણાવ્યું.

આ પ્રકારની હિંસાની વાત સાંભળવી પણ સારી નહિ એમ માની હું ત્યાંથી ચાલ્યો ગયો. એટલે એ કાપાકાપી થઈ કે નહિ અને થઇ હોય તો જેને કાપવાનો હતો તેને ઊંચેથી કાપ્યો કે નીચેથી તે હજી સુધી અંધારામાં જ રહ્યું છે. પરંતુ શેરબજારમાં કોઇનું ખૂન થયાનો અથવા શેરબજારના કોઇ આદમીએ બીજા કોઇને કાપી નાખવાનો બનાવ હજી સુધી નોંધાયો નથી, એટલે એ કાપવાની વાત પાછળથી માંડી વાળવામાં આવી હશે એમ ધારી શકાય.

શેરબજારના આ શેરો ભેગા થઇને શું બોલે છે તે સમજવું બહુ કઠિન છે. અનેક વાર એમને આગ્રેથી સાંભળ્યા પછી મને લાગ્યું છે કે એઓ એક પ્રકારની રમત રમે છે. એક જણ ગામનું, માણસનું, મિલનું, કંપનીનું કે રેલ્વેનું નામ મોટામાં મોટે અવાજે બોલે છે. જવાબમાં સામો મનુષ્ય પેલાના કરતાં પણ પ્રચંડ અવાજે કોઇક સંખ્યાનું નામ દે છે. પછી એક જણ આપ્યા કહે છે, ને સામાવાળો લીધા કહે છે. 'આપ્યા' 'લીધા' થઇ ગયા પછી એક ઇનિંગ પૂરી થાય છે ને પછી બીજી ઇનિંગ શરૂ થાય છે. દાખલા તરીકે એક જણ ધાંટો પાડીને કહે છેઃ 'ટાપ્ટીવેલી',

બીજો જવાબ દે છેઃ 'પંદરસો',

પહેલો કહે છેઃ 'આપ્યા'.

બીજો કહે છે. 'લીધા' ને એ ખેલ ખતમ થાય છે.

બીજી તરફ એક વ્યક્તિ, બીજીને ગળચીમાંથી પકડી,

મહેતાજી તોફાની છોકરાને ધમકાવતા હોય એ રીતે બરાડે છેઃ 'ડીફડ'. જવાબમાં મહામહેનતે પોતાની ગળચી પહેલી વ્યક્તિની નાગચૂડમાંથી છોડાવી બીજી વ્યક્તિ આકાશ ફાટી જાય એવા અવાજે ગર્જના કરે છેઃ 'બેહજાર ને દશ'.

પહેલી વ્યક્તિ ત્રાડ પાડી ઊઠે છેઃ 'લીધા.'

જવાબમાં કાચાપોચા હૃદયના માણસો બેભાન બની જાય એવો બીજી વ્યક્તિનો અવાજ દિશાઓને ભરી દેતો ગાજી ઊઠે છેઃ 'આપ્યા'. ને એ રમત પૂરી થાય છે.

કેટલીક વાર આપણા જેવા આ પ્રકારની રમતથી અલિપ્ત રહેનારા મનુષ્યો સાથે પણ એ લોકો આજ ભાષામાં વાત કરે છે.

'આપણા ધ્યાનમાં તો શિવરાજપુર આવે છે. તમારો શો અભિપ્રાય છે?' મને ઊભો રાખીને આ પ્રકારની રમતમાં પાવરધા એવા એક ખેલાડીએ પૂછ્યું.

પહેલાં તો હું કંઇ સમજ્યો નહિ, પણ પછી શિવરાજપુર નામના શહેર પ્રત્યે આને કંઈક મમત્વ હશે એમ ધારી મેં જવાબ દીધોઃ 'મને તો હસ્તિનાપુર ઠીક લાગે છે.'

હું જાણે ગાંડો થઇ ગયો હોઉં એવી રીતે મારા તરફ નજર કરી કંઇ પણ બોલ્યા વિના એ ચાલ્યા ગયા.

મારા એક મિત્રે 'સૂરતના સોદા'ને પ્રસંગે મને શેરબજાર જોવાનું આમંત્રણ આપ્યું હતું. 'સૂરતના સોદા' એટલે શું તે તો હું હજીયે સમજી શક્યો નથી. પણ હું ત્યાં ગયો ત્યારે પુષ્કળ ભીડ હતી. લોકો દોડાદોડ કરતા હતા, ને આજુબાજુની ઓફિસોમાં બેસીને કોઇક આઇસક્રીમ ખાતા હતા, તો કોઇ ચહાપાણી પીતા હતા. બજારની અંદર જવા મેં પ્રયત્ન કર્યો. એટલામાં એક ભાઈ મારા ડીલ પર ધસી આવ્યા. મારી જોડે

અથડાઇ પડીને એ મને અથવા પોતાને ઇજા ન કરી બેસે એવા ઇરાદાથી મેં એમને ધીરેથી પકડીને જરા બાજુએ ખસેડયા. એક ક્ષણ ધીરા પડી મારી સામે જોઈ 'ઓગણીસસો પચાસ' બોલી પાછા એ ત્વરિત ગતિથી ચાલ્યા ગયા.

'આ બધી ધમાલ શેની છે' એમ પૂછવા મેં બીજા એક ગૃહસ્થને અટકાવ્યા. 'ઓગણીસસો પચાસ' એમ બોલીને અટકયા વગર એ પણ ચાલ્યા ગયા. એ પરથી મને લાગે છે કે 'મૂરતના સોદા' ને 'ઓગણીસસો પચાસ'ને કંઇક સંબંધ હશે. એ બે શબ્દો વચ્ચે શો સંબંધ છે તે આજે પણ હું સમજી શકયો નથી.

કહે છે કે શેરબજાર એ કમાણી કરવાનું સ્થળ છે. મેં શેરબજાર જોયું તે પહેલાં એ વિષે ઘણી વાતો સાંભળી હતી.

'લલ્લુ પરભુ મુંબાઇ આવ્યો ત્યારે એની પાસે ચહા પીવાનો આનો પણ નહોતો કોઇક દોસ્તદારને ત્યાં જમી આવતો ને ફૂટપાથ પર સૂઇ રહેતો. એમ કરતાં એક શેઠિયાને ત્યાં છોકરાં રાખવા એ મહિને ત્રણ રૂપિયાના પગારથી રહ્યો. ધીરે ધીરે એણે શેરબજારમાં જવા માંડયું. અને આજે એની પાસે ચાળીશ લાખનો જીવ છે.' શેરબજારની પ્રશંસા કરતાં એક જણ કહે છે.

બીજો બોલી ઊઠે છે: 'હા. ખરી વાત છે. કેસરીમલ કપૂરચંદ અહીં ફક્ત દોરીલોટો લઇને આવેલો. ચણામમરા ખાઇને રહેતો. એક દિવસ એક શેરબજારના દલાલના શોફર સાથે એને ઓળખાણ થયું. તેની સાથે એણે બજારમાં જવા માંડયું ને નાના નાના સોદા કરવા માંડયા. આજે એની પાસે ત્રણ બંગલા, ચાર મોટર ને પચીસ લાખ રોકડા છે. એના ત્રણ છોકરાઓ પાસે પણ પોતપોતાના બંગલા ને મોટર છે. એની છોકરીઓ—'

'હું પણ એક કિસ્સો જાણું છું.' હું વચ્ચે જ બોલી ઊઠયો: 'માણેકચંદ પૂનમચંદ અહીં દોરીલોટો લઇને આવેલો. એના દૂરના સગાને ત્યાં જમતો ને સૂતો કયાં તે તો કોઈ જાણતું નહિ. તમારા જેવાની સલાહથી એણે શેરબજાર જવા માંડયું, ને આજે જાણો છો એની સ્થિતિ કેવી છે ?'

'વીસપચીસ લાખ ભેગા કર્યાં હશે એણે.' એક જણે જવાબ દીધો.

'કોણ માણુકો પૂનેમ તો નહિ ! અરે ! એ તો કરોડપતિ છે.' બીજાએ કહ્યું.

'ના. એ દોરીલોટો લેતો આવેલો તે લોટો એને વેચી નાખવો પડયો ને દોરી વડે ફાંસો ખાઈ એણે આપઘાત કર્યો.' મેં બધાને નિરાશ કરતા કહ્યું.

'એમ પણ બને. એ તો નસીબની વાત છે.' પહેલાં ગૃહસ્થે તત્ત્વચિંતકને છાજે એવી ઢબે કહ્યું.

પરંતુ તે પછી મને પણ નસીબ અજમાવી જોવાનું મન થયું હતું. નસીબ અજમાવવાનો પ્રયત્ન કરનાર સર્વ કોઈ એ શબ્દપ્રયોગનો અર્થ 'કંઇ પણ કર્યાં વગર એકદમ પૈસાદાર થઇ જવું" એટલો જ કરે છે તે મુજબ મને પણ કરોડ નહિ તો પચ્ચીસેક લાખ મેળવવાની ઇચ્છા થઈ હતી. મારી પાડોશમાં રહેતા ગૃહસ્થે એ વાતને અનુમોદન આપ્યું. એ ભાઇ રોજ શેરબજાર જતા. એમણે એમના કહેવા મુજબ અમારા બંનેના ભેગા બળે ને નામે 'સોદા' કરવા માંડયા. પહેલે મહિને એમણે મને ત્રીશ રૂપિયા 'નફાના આવ્યા' કહીને આપ્યા. શરૂઆત જોઇએ એવી સંગીન નથી, પણ ઠીક છે કરી મેં એ રૂપિયા ગજવામાં મૂકયા. બીજે મહિને પાંત્રીશ રૂપિયા આપી ગયા. ત્રીજે મહિને કંઇ નફો ન થયો. ચોથે મહિને આઠ રૂપિયા મળ્યા. અને

પાંચમે મહિને કોણ જાણે શું થયું પણ 'બજારમાં ક્રાઇસિસ આવી છે માટે સખ્ત ખોટ ગઈ છે' કહીને મારી પાસેથી એ અઢીસો રૂપિયા લઇ ગયા. એ પછી આવી રીતનો વેપાર કરવાની મારે એમને ના પાડવી પડી.

શેરબજારમાં જઇને મનુષ્યો પૈસાદાર થાય છે કે ગરીબ બને છે એ વિષે મતભેદ રહેવાનો. પરંતુ મુંબાઇના બજારોમાં શેરબજારનું સ્થાન ઊંચું છે એ વિષે કોઇ પણ પ્રકારના મતભેદને સ્થાન નથી. એ બજારમાં એક પણ દુકાન કે દુકાનદાર નથી એ એની વિશિષ્ટતા છે.

આવી જ વિશિષ્ટતા રૂબજારની પણ છે. રૂબજારમાં રૂની ગાંસડીઓના સોદા થાય છે એમ કોઇકે મને ઘણા વખત પર કહેલું. પણ એ વાત તદ્દન ખોટી છે. એક વાર દેવસેવાને અંગે પૂમડાં કરવાને મારે પાશેર રૂ જોઇતું હતું તે લેવા હું રૂબજાર ગયો હતો. પરંતુ ગાંસડીની વાત તો ઘેર ગઈ, પણ પાશેર રૂ પણ ત્યાં મને મળ્યું નહિ. ઊલટું, જેને જેને મેં 'મારે પાશેર રૂ લેવું છે' એમ કહ્યું ને સર્વેએ મને હસી કાઢયો હતો. અને રૂબજાર જેવા રૂબજારમાં પાશેર રૂ પણ ન મળે એ તે કેવી વિચિત્રતા એનો વિચાર કરતો હું પાછો ફર્યો હતો.

જે બજારમાં રૂ ન મળે તેનું નામ રૂબજાર શી રીતે હોઇ શકે એમ પણ મને થયું હતું. પણ પછી વિચાર કરતાં મને સમજાયું કે એ તો એની ખાસ ખૂબી છે. શેરબજારની પેઠે અહીં પણ બજાર જેવું કશું જ નથી. અહીં પણ મોટું ચોગાન ને મકાન ને માણસોના પ્રચંડ અવાજો સિવાય બીજું કાંઇ નથી. શેરબજારની પેઠે અહીં પણ ભેગા થનારા મનુષ્યો જબરદસ્ત કોલાહલ મચાવે છે. પણ એ લોકોનાં દિલ રૂ જેવા નરમ હોવાથી આ 'બજાર'નું નામ રૂબજાર પડયું છે. તડકામાં નાખ્યું હોય

તો રૂ ફૂલે છે ને નહિ તો સંકોચાઈ જાય છે તેમ અહીં આવતી વ્યક્તિઓના દિલ ને દિમાગમાં. અવાજ ને પ્રતિષ્ઠામાં વારંવાર સંકોચ વિકાસ થયા કરે છે તે પરથી પણ એનું નામ રૂબજાર પડયું હોય એ સંભવિત છે. અથવા મારા એક ઓળખીતા ગૃહસ્થ કહે છે કેઃ 'રૂ બજારમાં જાય તે જરૂર રુએ,' તેમ રૂબજારમાં જનાર દરેક વ્યક્તિ રોતી હશે એટલા પરથી પણ એનું નામ રૂબજાર રાખ્યું હોય તો ના ન કહેવાય. પરંતુ રૂબજારમાં જનારા સૌ રુએ છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. મારા એક ઓળખીતાના મિત્રના ઓળખીતા એવા રૂબજારમાં જનારા એક ગૃહસ્થને 'તમે રુઓ છો ખરા?' એવો સવાલ મેં કર્યો હતો, પણ તે હજી અનુત્તર જ રહ્યો છે અને રૂબજારની અંદર કોઇને રોતું હજી સુધી મેં સાંભળ્યું નથી, તે પરથી આ વાતમાં કેટલું તથ્ય રહેલું છે તે હું કહી શકું એમ નથી.

પરંતુ શેરબજારની માફક રૂબજારમાં પણ જનારાઓ એકદમ પૈસાદાર થઈ જાય છે ને સાદડી પર અથવા ફૂટપાથ પર સૂઈ રહેનારાઓ રૂબજારના પ્રભાવે દોઢ મણ રૂની તળાઇમાં સૂનારા બને છે એમ સામાન્ય રીતે માનવામાં આવે છે.

મને લાગે છે કે શેરબજાર તથા રૂબજાર મૂળે એક જ બજાર હશે. પાછળથી હિંસાઅહિંસાના સિદ્ધાન્ત પરત્વે મતભેદ પડતાં એના શેરબજાર અને રૂબજાર નામના બે વિભાગ પડી ગયા હશે. આજે પણ કેટલાક બંને બજારમાં કામ કરે છે તે ઉપલી વાતનું સમર્થન કરે છે. બજારના નામકરણનો પ્રશ્ન આવતાં શેર જેવા હિંસાવાદી પ્રાણી સાથે આપણે નામ પૂરતો યે સંબંધ રાખવો યુક્ત નહિ એમ કહી મારવાડ, ગુજરાત તથા અન્ય સ્થળનાં જૈનો અને ઇતર અહિંસાપરાયણ મનુષ્યો છૂટા પડી ગયા અને ઘણા વિચારને અંતે પોતે બીજું બજાર

સ્થાપી તેનું નામ અહિંસાવાદીઓને છાજે એવું રૂબજાર પાડયું. અહિંસાને ને રૂને શો સંબંધ છે એવી કુશંકા કોઇના મનમાં થવાનો સંભવ ન હોવો જોઇએ. રૂ જેવી નરમ વસ્તુ બહુ ઓછી હોય છે ને રૂબજાર એટલે રૂ સમા સુકોમળ હૈયાવાળા અહિંસાપરાયણ મનુષ્યોનું બજાર એ સહેલાઇથી સમજાય એવું છે. આટલા પરથી પણ જેને પ્રતીતિ ન થતી હોય તે એટલું યાદ રાખે તો યે બસ છે કે આ યુગના અહિંસાના પરમ ઉપાસક મ. ગાંધીજીએ પણ રેંટિયાને અહિંસાના એક માત્ર પ્રતીક સમો માન્યોમનાવ્યો છે. અને રેંટિયાનો ને રૂનો સંબંધ કંઇ આઘેનો નથી. રૂવિહોણા રેંટિયાનું અસ્તિત્વ જ નકામું છે. તલવાર, બંદૂક કે તોપ એ હિંસાનું પ્રતીક છે, તો રેંટિયો એ અહિંસાનું પ્રતીક છે એવી શોધ ગાંધીજીએ કરી છે તે વિષેની તે પહેલાં કલ્પના આ રૂબજાર ઉપરથી જ એમને સૂઝી હશે એવું અનુમાન પણ, એમને રૂબજારના વેપારીઓ સાથે જે સંબંધ છે તે પરથી કરવું મુશ્કેલ નથી.

શેરબજારની પેઠે રૂબજારનું સ્થાન પણ મુંબાઇનાં બજારોમાં બહુ ઊંચું છે એની ખાતરી, મુંબાઇના વર્તમાનપત્રોમાં રોજ એ બંને બજારોનાં નામ મોટા અક્ષરે આવે છે તે પરથી, સહેલાઇથી થઇ શકે છે.

આ ઉપરાંત અળશીબજાર, ખાંડબજાર, બિયાંબજાર ઇત્યાદિ નાનાં નાનાં બજારો છે, પણ તે વિષે વિસ્તાર કરવાની જરૂર નથી. એ બજારોની ઉપયુક્તતા હશે, પણ વિશિષ્ટતા બહુ નથી.

મુંબાઇનું બીજું ખાસ ધ્યાન ખેંચે એવું બજાર તે ચોરબજાર છે. શેરબજાર અને રૂબજાર કરતાં આ જુદા જ પ્રકારનું બજાર છે. શેરબજાર તથા રૂબજારમાં કાંઇ વેચાતું નથી, ત્યારે અહીં નહિ વેચાતી

હોય એવી કોઇ વસ્તુ નથી. શેરબજાર તથા રૂબજારમાં અમુક વ્યક્તિઓ જ પ્રવેશ કરી શકે છે, ચોરબજારમાં કોઇ પણ જઇ શકે છે. સાહિત્યની પરિભાષામાં કહું તો ચોરબજાર તથા રૂબજાર વિદ્દ્ભોગ્ય છે, ચોરબજાર લોકભોગ્ય છે. (અહીં વિદ્વાનનો અર્થ ધનવાન કે અધિકારસંપન્ન કરવાનો છે એ કહેવાની જરૂર નથી.) અથવા શેર તથા રૂબજારો બજારે ખાસ છે ને ચોરબજાર બજારે આમ છે.

ચોરબજારમાં ચોરીનો માલ જ મળતો હશે એમ કોઇ માને તો તે બરાબર નથી. ચોરીનો માલ વેચવો, વેચાવવો અથવા વેચવાનો કે વેચાવવાનો પ્રયત્ન કરવો, વેચાતો લેવો, વેચાતો લેવડાવવો અથવા વેચાતો લેવાનો કે વેચાતો લેવડાવવાનો પ્રયત્ન કરવો એ ગુનો ગણાય છે. એટલે જાહેર રીતે ચોરીનો માલ આમ વેચી શકાય એ મનાય એવી વસ્તુ નથી. આ બજારમાં ચોરી બહુ થતી હશે તેથી એનું નામ ચોરબજાર પડયું હશે એવી કલ્પના કરવાનું પણ ખાસ કારણ નથી.

એક વાર મારા એક મિત્રનો ચોરાએલો રેડિયો આ બજારમાં વેચાવા આવેલો ત્યાંથી હાથ આવ્યો હતો. પરંતુ ઊંડાણથી તપાસ કરતાં માલૂમ પડી આવ્યું હતું, કે એ બજારમાં જે મનુષ્ય રેડિયો લઇ વેચવા બેઠો હતો તેને એ ચોરીનો માલ છે તેની જરા પણ ખબર નહોતી, અને એમ તો બીજાં બજારોમાં પણ ચોરીનો માલ કોઇક વેળા કયાં ઘૂસી નથી જતો ? એટલે આવા કોઇ અપવાદભૂત દાખલા પરથી અહીં ચોરીનો જ માલ આવે છે એમ માનવું એ તર્કસિદ્ધ નથી.

આ બજારનું નામ ચોરબજાર પડયું એનું કારણ જુદું જ છે.

આપણે સૌને ત્યાં કેટલીક એવી વસ્તુ હોય છે, જે ચોરાઇ જાય તો વાંધો નહિ. કેટલીક વાર તો ઘરની કોઇક સંઘરવાની

શોખીન વ્યક્તિઓના આગ્રહને વશ થઇને જ આપણને નકામી જૂનીપુરાણી વસ્તુઓ સંઘરી રાખવી પડે છે. હાથા વગરની, બેચાર સળિયાવાળી, ફાટી ગએલા કપડાંવાળી દશબાર છત્રીઓ બારચૌદ વર્ષના જૂના જોડા, પટી તૂટી ગએલી ચંપલો, હાથા વગરના ચપ્પુઓ, સાડા ત્રણ બાજુથી ખુલ્લાં ને વંદાના નિવાસ-સ્થાન સમા બનેલાં ખોખાંઓ, ઘાટીએ પણ પહેરવાની ના પાડી દીધી હોય એવા કોટ ને ખમીસો, બળોતિયા અથવા કાકડી તરીકે વાપરવા જીવ ન ચાલતો હોય પણ એ સિવાય બીજા ઉપયોગમાં આવવાને યોગ્ય ન રહી હોય એવી સાડીઓ ને સાલ્લાઓ અને ખોદકામ કરતાં મળી આવ્યું હોય એવું જીર્ણ થઈ ગએલું ફર્નિચર: આવી આવી અનેક વસ્તુઓ કોઈ આવીને ચોરી જાય તોપણ સારૂં એમ આપણને લાગે છે.

આ બજાર અસ્તિત્વમાં આવ્યું તે પૂર્વેની વાત છે.

મુંબાઇની બે ઓરડીમાં રહેતા એક ગૃહસ્થની પત્નીને ઘરને સંગ્રહસ્થાન બનાવવાનો બહુ શોખ હતો. એક વાર ઘરમાં આવેલી વસ્તુને, તે ગમે તેટલી નકામી અથવા જૂની થઇ ગયા પછી પણ, એ કાઢી નાખવા દેતી નહિ. પોતાને શરણે આવેલાને, ગમે તેટલો ભોગ આપવો પડે, ગમે તેટલાં કષ્ટ વેઠવાં પડે, પરતુ દૂર ન કરી શકાય એ રજપૂતી કુલ-ધર્મનો એને વારસો મળ્યો હતો. આને લીધે ઘરમાં એ બન્ને જણનો સમાસ થવો પણ મુશ્કેલ થઇ પડતો. જ્યાં પગ પડે ત્યાં કંઇ ને કંઇ તો હોય જ. હવે તો નવું કંઇ વસાવવું જ નહિ એવો એ ગૃહસ્થે નિશ્ચય કર્યો, પણ તેથી કંઈ મુશ્કેલી ટળી નહિ. 'આપણે બેને પાંચ પાટલા, આઠ પથારી, છ જોડ જોડા, ચાર જોડ ચંપલ, એક આરામખુરસી, બે સાદી ખુરસી અને પંદર માણસ જમી શકે એટલાં વાસણોનું શું કામ છે?

એમાંની મોટા ભાગની વસ્તુઓ જૂની ને જર્જરિત થઇ ગઈ છે. એ કાઢી નાંખીએ તો શું ખોટું ?' એમ કોઇ વાર એ ગૃહસ્થ કહેતા.

'એ કાઢવાબાઢવાની વાત મારે ત્યાં નહિ. કાલે ઊઠીને હું જૂની થઈ જઈશ તો શું મને પણ કાઢી નાંખશો ?' ઉત્તર મળતો.

એક વખત એમનાં પત્ની પિયર ગયાં હતાં ને એ ભાઈ મોડી રાતે નાટક જોઇને પાછા ફર્યાં. ભાડુતોના લાભને ખાતર રાતના દશ વાગ્યા પછી દીવાઓ ઓલવી નાંખવા એવો અહીંના ઘણા મકાનમાલીકોનો રિવાજ છે. એ રિવાજ અનુસાર એમની ઓરડીઓમાં પણ, એ આવ્યા ત્યારે, અંધકારનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું હતું. દીવાસળીની વારંવાર મદદ લેવા છતાં એ ખુરસી વગેરે સાથે સારી પેઠે સંઘર્ષણમાં આવ્યા. આખી રાત એમને ઊંઘ આવી નહિ. 'હવે તો ગમે તે રીતે આ કચરો કાઢી નાંખ્યે જ છૂટકો' એવો એમણે નિશ્ચય કર્યો ને બીજે દિવસે ભિખારીઓને બોલાવી તેમણે જૂનું ફર્નિચર, નકામાં વાસણો, થોડીક તળાઇઓ વગેરે વહેંચી આપ્યું. એમનું જોઇને પાડોશમાં વસતા બીજા કેટલાક મનુષ્યોએ પણ ઉદાર બની પોતાને ત્યાંની નકામી વસ્તુઓ કાઢી નાંખી. ભિખારીઓએ આ વસ્તુઓ લઈ જઇ તેના પૈસા ઉપજાવ્યા. એ પરથી એક ચતુર ગૃહસ્થને આસપાસ રહેનારાઓ પાસેથી આ પ્રકારની વસ્તુઓ ઉઘરાવી તેને થોડે નફે વેચવાની કલ્પના સૂઝી. પછી તો ચાલીવાળાઓએ મળીને કંપની કાઢી અને આવી પોતાને ત્યાં નકામી પરેલી વસ્તુઓનો વહેપાર કરવા માંડ્યો. અને એમાંથી ધીરે ધીરે ચોરબજારનો વિકાસ થયો.

બીજી રીતે જોતાં પણ ચોરબજારનું નામ સાર્થક ઠરે છે. આપણને ખબર ન પડે તેવી રીતે જેમ ચોર ઘરમાં ઘુસી જાય છે, તેમ ચોરબજારનો માલ પણ આપણા ઘરમાં, આપણને

બરાબર ખબર પડે તે પહેલાં, ઘુસી જાય છે. ફેર એટલો જ છે કે ચોર ઘરમાં ઘુસ્યા પછી જેમ બને તેમ જલદી પોતાનું કામ આટોપી લઇ પાછા ફરવાની પેરવીમાં રહે છે, ત્યારે ચોરબજારનો માલ એક વાર ઘરમાં ઘુસ્યા પછી ત્યાંથી પાછા જવાનો વિચાર રાખતો નથી.

ચોરી કરવાની ટેવ પડયા પછી એ છૂટવી મુશ્કેલ છે, તેમ ચોરબજાર જવાનું જેમને વ્યસન પડી ગયું હોય છે તેઓ એનાથી મુક્ત થઇ શકતા નથી. સામાન્ય રીતે મનુષ્ય પોતાને કંઈ ખરીદી કરવી હોય તો બજારમાં જાય છે ને ત્યાં ગયા પછી પણ જોઇએ તેવો માલ, જોઇએ તે ભાવે ન મળે તો કંઈ પણ ખરીદી કર્યા વગર એ પાછો ફરે છે. પરંતુ ચોરબજારમાં કંઇ પણ ઉદ્દેશ વિના જનારા અનેક મનુષ્યો મેં જોયા છે. હું પોતે પણ દશબાર વાર અમથો જ ચોરબજારમાં આંટો મારી આવ્યો છું. એટલું જ નહિ, પણ કંઈ પણ ઉદ્દેશ વિના ચોરબજારમાં જનારા પણ ત્યાં ગયા પછી કંઈ ને કંઇ ત્યાંથી ખરીદી લાવ્યા વિના રહેતા નથી.

મારા એક ઓળખીતા ગૃહસ્થ છે, ચોરબજારના એ અઠંગ ઉપાસક છે. એમની આર્થિક સ્થિતિ ઘણી સારી છે, પરંતુ ચોરબજારમાં મળી શકે એમ હોય તો કોઇ પણ વસ્તુ બીજેથી ન લાવવાની એમણે પ્રતિજ્ઞા કરી છે. તેમજ 'સેકંડહેંડ' વસ્તુ મળતી હોય તો તો 'ફર્સ્ટહેંડ' કદી ન લેવી એવું પણ એમનું સૂત્ર છે. પહેલાં તો પોતાને કંઇ ખરીદી કરવી હોય તો જ એ ચોરબજારમાં જતા. પરંતુ હવે તો નિયમિત ત્યાં જવાની ટેવ એમને પડી ગઇ છે. અને ત્યાંથી કામની–ન કામની, જાણીતી–અજાણી કોઈ પણ વસ્તુ ઉપાડી લાવ્યા વિના એમને ચેન પડતું નથી.

એક વખત કાચ ને પતરાંની બનેલી હોય એવી લાગતી એક લંબચોરસ વસ્તુ એ લઇ આવેલા. 'આ શું છે?' અમે એમને પૂછ્યું.

'કોણ જાણે?' એમણે જવાબ દીધો.

'ત્યારે લઇ આવ્યા શા માટે?'

'ભાઇ! બે દોઢિયામાં મળી એટલે ઊંચકી લાવ્યો. હવે જોઇશું. એનો પણ કંઈ ઉપયોગ નીકળી આવશે.'

'પણ એ છે શું તે જાણ્યા વિના એનો ઉપયોગ શી રીતે થઈ શકશે?' મેં પૂછ્યું.

'કેમ, તમે બધા છો કેની! આપણે મળીને નક્કી કરીશું કે એ શું છે.'

એ પછી અમે દશબાર જણાએ મળીને એ વસ્તુને આડી-અવળી, ચત્તીઊંધી બધી રીતે તપાસી જોઇને બહુમતીથી નિર્ણય કર્યો કે: 'એ ફાનસ હોવું જોઇએ.'

ફાનસ તરીકે એનો ઉપયોગ કરી શકાય એટલા માટે અમે ઘાસતેલ બગાડયું. દીવાની વાટો લઇ આવી તેને એ વસ્તુની અંદર મહામહેનતે દાખલ કરી સળગાવવાના પ્રયત્ન કરી જોયા ને દીવાસળીની ચારપાંચ ડબ્બીઓ ખલાસ કરી અને આખરે 'આ ફાનસ તો નથી જ' એવો નિર્ણય સર્વાનુમતે કર્યો. હજી એ વસ્તુ એમને ત્યાં પડી છે. પરંતુ આ અનુભવ પરથી બોધ લઇને એવી વસ્તુ લાવવાની ટેવ એમણે છોડી દીધી હશે એમ ધારવું ભૂલભરેલું છે. હજીયે અઠવાડિયામાં ત્રણેક વાર એઓ આ જાતની બેત્રણ વસ્તુ લઇ આવ્યા વિના રહેતા નથી.

'તમે આ બધું લાવો છો, પણ એ કાંઇ ઉપયો-

ગમાં આવતું નથી, ઘરમાં નકામો કચરો વધે છે' એમ કોઇ એમને કહે છે તો એઓ જવાબ દે છે: 'અરે! જોતા નથી? એ આનામાં આવી વસ્તુ કોણ આપવાનું હતું?' અને વસ્તુઓ સોંઘી મળે છે એજ એક કારણે એઓ જરૂર હોય કે ન હોય તોપણ લઇ આવે છે. અને પરિણામે આ સોંઘી મળતી વસ્તુઓ એમને મોંઘી પડી જાય છે. ચોરબજારમાં મળતી દરેક વસ્તુનો એકાદ નમૂનો એમને ત્યાંથી નીકળ્યા વગર રહે નહિ. એમની ઓરડી ચોરબજારની નાનકડી આવૃત્તિ હોય એવી જ દેખાય છે.

એક વખત ચોરબજારમાંથી બે પાયાવાળી ભાંગેલી આરામ-ખુરશી લઇ આવી પોતાની પત્નીને બતાવતા કહેવા એ લાગ્યા: 'જો તો ખરી! છ રૂપિયામાં હું આ લઈ આવ્યો. એના પર બીજા પાંચછ રૂપિયા ખરચીશું એટલે ખાસ્સી નવી આરામ-ખુરશી થશે.'

એમનાં પત્નીએ ખુરસી સામે એકીટશે જોયા કીધું.

'કેમ? જોયા શું કરે છે? એ તો હમણાં આવી દેખાય છે, પણ જરા સમરાવીશું ને પોલિશબોલિશ કરીશું એટલે કેવી નવીનકોર જેવી થઇ જશે.'

'પણ—પણ તમે આ ક્યાંથી લઇ આવ્યા?' એમનાં પત્નીએ અચકાતાં અચકાતાં પૂછ્યું.

'કેમ? ચોરબજારમાંથી!' એમણે જવાબ દીધો.

એમનાં પત્નીએ ખુરસી જોઇ ને પછી પતિ તરફ ફરી બોલ્યાં: 'આ તમે શો ભાંગરો વાટ્યો?'

'ભાંગરો શાનો? એ તો એવી નવીનકોર થઇ જશે—"

'કેટલે લાવ્યા?' વચ્ચે જ એમનાં પત્નીએ પૂછ્યું.

'કહ્યું તો ખરું ને, કે છ રૂપિયે ! મોંઘી નથી.'

'અરે તારીની !!'

'કેમ ? એમ કેમ બોલો છો ?'

'જોતા નથી, આ તો આપણી જ ખુરસી છે !'

'અલબત્ત, પૈસા આપીને લઇ આવ્યો એટલે આપણી જ કહેવાય ને !'

'ના, ના. આ તો આપણે ત્યાં હતી તે જૂની ખુરસી છે.'

'એટલે ? ચોરબજારમાંથી તો હમણાં લઇને આવું છું.'

'હા. પણ જરા મારું સાંભળશો ?'

'બોલની–છે શું ? હું તો તું શું કહેવા માંગે છે તે જ સમજતો નથી.'

'અરે ! આ ખુરસી તો આપણે ત્યાં માળિયા પર પાંચ વરસથી પડી રહી હતી. હમણાં ગયે અઠવાડિયે માળિયું સાફ કરાવ્યું ત્યારે મને થયું કે આ ખુરસી તદ્દન નકામી પડી રહી છે, તેના કરતાં કાઢી નાખી હોય તો સારું. પછી જૂના સામાનવાળાને બોલાવી ચાર દહાડા પર જ મેં એ કાઢી નાખી તે તમે આજે ચોરબજારમાંથી પાછી લઈ આવ્યા.'

'તેં કેટલે કાઢી નાખી હતી ?'

'બહુ રકઝક કરી ત્યારે દોઢ રૂપિયો જૂના સામાનવાળાએ આપ્યો ને તમે બાસ્સા છ રૂપિયા આપી આવ્યા ! તમને કેટલી વાર કહ્યું કે ચોરબજારમાંથી વસ્તુ ન લાવવી !'

'આમાં ચોરબજારનો શો વાંક છે ! તેં મને પૂછ્યા વગર વેચી કેમ ? ને વેચી તો કહ્યું કેમ નહિ ?'

આમ બંને વચ્ચેનો સંવાદ લાંબો ચાલ્યો. પણ ત્યાર પછી એમનાં પત્ની કોઇ પણ વસ્તુ–ગમે તેટલી જૂની થઇ ગઈ હોય

તોપણુ–કાઢી નાખતા નથી. 'કદાચ ત્રણુગણી ચારગણી કિંમત આપીને એ પાછા આની આ વસ્તુ ઉપાડી લાવશે' એવો ભય એને હંમેશ રહે છે.

પરંતુ ચોરબજારમાં હંમેશાં જૂનો જ માલ વેચાય છે, એમ નથી: હવે તો ત્યાં નવા કારીગરો પણુ આવવા લાગ્યા છે, ને ખાસ કરીને નવી ઢબનું ફર્નિચર વગેરે પણુ વેચાતું જોઇ શકાય છે.

આપણા પ્રાચીન આચારવિચારમાં પાશ્ચાત્ય વિચારસરણીથી મોહ પામેલા કેટલાક સુધારકોએ જેમ નવીન સુધારા દાખલ કરવા પ્રયત્ન કર્યો છે, તેમ આ ચોરબજારની જૂનીપુરાણી વસ્તુઓ વચ્ચે નવીનતા આણુવા કેટલાક વેપારીઓએ પ્રયાસ કર્યા છે. પરંતુ ચોરબજારના વાતાવરણુ સાથે એને મેળ મળતો ન હોય, એમ તે નોખી પડી આવે છે. ચોરબજારના અંગરૂપ એ લાગતી નથી એટલું જ નહિ, એના આભૂષણુ સમી દેખાતી નથી. આપણી પ્રાચીન પ્રણાલિકામાં જે સુધારાઓ પશ્ચિમથી આણી દાખલ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો, તે સુધારાઓ આખરે જૂના બનીને પ્રાચીનતાના તત્ત્વથી અંકિત થયા ને મૂળ આપણે ત્યાં પણુ આ જ ભાવના ને વિચારો હતા અને આપણે ત્યાંથી જ પશ્ચિમમાં જઇને પાછા એ અહીં આવ્યા છે એમ જ્યારે સનાતન ધર્માવલંબીઓને સમજાવવામાં આવ્યું, ત્યારે એને આપણી રૂઢ પ્રણાલિકામાં ધીરે ધીરે કંઇક સ્થાન મળવા માંડયું. તે જ પ્રમાણે ચોરબજારમાં વેચાતી નવીન વસ્તુઓ પડી પડી જ્યારે જૂની થઇ જઇને એ બજારના બીજા માલ સમી બની જાય છે, ત્યારે જ ચોરબજારના આશકોની નજર એ ખેંચી શકે છે. આમ ચોર-બજારમાં નવીનતા પ્રાચીનતાની નિકટ પહોંચે છે, ત્યારે જ તેનું કંઇ પણુ મૂલ્ય આંકવામાં આવે છે.

ચોરબજાર જોડે કંઇક અંશે શબ્દસામ્ય ધરાવતું બીજું એક ચીરાબજાર નામનું પણ બજાર છે. ચીરાબજાર બીજા કોઈ પણ સામાન્ય બજાર જેવું જ છે. એની ખાસ વિશિષ્ટતા કંઈ પણ નથી. માત્ર એનું નામ ધ્યાન ખેંચે એવું છે.

અહીં આખી વસ્તુ નહિ, પણ તેના ભાગો–ચીરાઓ–મળતા હશે, એમ મેં પહેલાં ધાર્યું હતું. પરંતુ ત્યાં જઇને જોયું તો બીજા બજારોની પેઠે અહીં પણ અનેક વસ્તુઓ આખી ને અખંડિત મળે છે. એક દુકાનદારને ત્યાં જઇ બે પૈસાની કંઇક ખરીદી કરી મેં પૂછ્યું: 'ચીરાબજાર આ જ?'

'હા.' એણે જવાબ દીધો.

'આને ચીરાબજાર કેમ કહે છે?' મેં પ્રશ્ન કર્યો.

'કોણ જાણે. અમે તો જન્મ્યા ત્યારથી આને ચીરાબજાર કહેતા આવ્યા છીએ.'

અમારી વાત સાંભળી ત્યાં ઊભેલા એક ગૃહસ્થે જણાવ્યું: 'પહેલાં આ બહુ મોટું બજાર હતું. અહીંથી ગોળીપીઠા ને ધોબીતળાવ સુધીનું બજાર હતું. પછી માણસોને રહેવાની અડચણ પડવા માંડી એટલે આટલો ચીરા જેટલો ભાગ બજાર માટે રહેવા દઇ બાકીનામાં લોકોએ રહેવા માટે મકાનો તૈયાર કરી દીધાં, ત્યારથી આ બજાર ચીરાબજારને નામે ઓળખાય છે.' પરંતુ એમના કથનને પુષ્ટિ આપે એવું કોઇ પ્રમાણ મને મળ્યું નથી.

એમ પણ કહેવાય છે, કે અહીં ઘણાં લોકોનાં ગજવાં પર કાપ પડતા–ખિસાકાતરુઓ દ્વારા તેમજ ઊંચા ભાવ લઈ વસ્તુઓ વેચનારા મારફત. તેથી આ બજારનું નામ ચીરાબજાર પાડવામાં આવ્યું છે. જે સ્થળે ગજવા ચીરાય તે ચીરાબજાર એવી એની વ્યુત્પત્તિ અસંભવિત તો નથી,પણ એ સાચી જ છે એમ પ્રતિપાદન કરવા માટે હજી વધારે સંશોધન ને આભારભૂત માહિતીની અપેક્ષા રહે છે.

બધાં બજારોને પતાવ્યા પછી એક બજાર બાકી રહી જાય છે—ભીંડીબજાર. એના ઉલ્લેખ વિના મુંબાઈનાં બજારોનું વર્ણન અધુરૂં ને અરસિક ઠરે. મુંબાઇનાં અન્ય બજારોમાં બધું છે, પણ કવિતા, રંગ, રસ, અદ્ભુતતા ને અનિશ્ચિતતા નથી. તે સર્વ આ બજાર પૂરાં પાડે છે. બીજાં બજારોનાં વર્ણન ઉપરથી વાચકની ખાતરી થઇ હશે કે ભીંડીબજારમાં ભીંડા તો નહિ જ મળતા હોય. અંગ્રેજીમાં ભીંડાને 'લેડીઝ ફિંગર' એટલે નારીની આંગળી કહે છે. પુરુષના જીવનમાં લલનાની અંગુલિનું જે સ્થાન છે તે સ્થાન મુંબાઇમાં આ બજારનું છે. સ્રીઓ પુરુષને આંગળીને ટેરવે નચાવે છે તેમ આ બજાર આખા મુંબાઇને નચાવે છે. ખાદ્ય પદાર્થોમાં ભીંડાનું જેવું સ્થાન છે તેવું જ સ્થાન બધા બજારોમાં ભીંડીબજારનું છે. એના વગર ચાલી શકે ખરૂં, પણ લિજ્જત ન આવે. ભીંડા મોસમમાં ઊભરાય છે ને મોસમ જતાં બજારમાં એનું નામનિશાન નથી દેખાતું, તેમ અમુક વખતે આ બજારમાં લોકોનાં ટોળાં ઊભરાય છે ને અમુક વખતે એ આખો માર્ગ દિવસો સુધી નિર્જન ને શૂન્ય થઈ જાય છે.

શેરબજાર ને રૂબજાર પેઠે આ બજારના નામનો ઉલ્લેખ પણ વર્તમાનપત્રોમાં વારંવાર થતો જોવામાં આવે છે.

આ બજારનું નામ સાંભળીને જ દલપતરામે 'ભીંડો ભાદરવા તણો' એ કાવ્ય લખ્યું હતું.



# ૧૬: સંસ્કાર તથા કેળવણીનાં ધામો

જેમ વેપાર તથા વાણિજ્ય માટે મુંબાઈ પ્રખ્યાત છે, તેમ શિક્ષણ તથા સંસ્કારના કેન્દ્રસ્થાન તરીકે પણ એ એટલું જ જાણીતું છે.

કાશી, નાલંદા, તક્ષશિલા ઈત્યાદિનાં પ્રાચીન વિદ્યાપીઠોમાં જે જે ખામીઓ હતી તે તે સૌ દૂર કરી, પૂર્વ તથા પશ્ચિમની બધી ખૂબીઓનો સમન્વય કરી મુંબાઈની વિદ્યાપીઠે સર્વ કાળના ને સર્વ દેશના વિદ્યાપીઠોમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

પૂર્વે વિદ્યાર્થીઓ ગુરુને ઘેર જઇને રહેતા. ગુરુની સેવા કરતા. ભિક્ષા માગી અન્ન લાવતા. ગુરુ તેમને કંઈ પણ લીધા વગર શિક્ષણ આપતા. વિદ્યાભ્યાસ પૂરો થયે વિદ્યાર્થી પોતાની અનુકૂળતા પ્રમાણે ગુરુને દક્ષિણા આપતો.

આધુનિક કાળમાં શિષ્યો ગુરુને ઘેર નથી જતા, પરંતુ ગુરુ તથા શિષ્ય બંને શિક્ષણ આપવા માટે ખાસ બાંધવામાં આવેલાં મકાનોમાં જાય છે. એક જ ગુરુ પાસે બસોપાંચસો વિદ્યાર્થી જુદા જુદા વિષયો શીખે એવી વિચિત્ર પ્રથાને બદલે હવે કલાકે કલાકે જુદા જુદા શિક્ષકો આવી વિદ્યાર્થીઓને નવા નવા વિષયો શીખવી જાય એવી પ્રણાલિકા અસ્તિત્વમાં આવી છે. શિક્ષણકાળ દરમ્યાન વિદ્યાર્થીઓ ભિક્ષા માંગતા તેને બદલે હવે વિદ્યાર્થીઓ ફાવે તેમ પૈસા ખરચી શકે છે, પરંતુ પ્રાચીન પ્રણાલિકાનો લોપ ન થઈ જાય માટે શિક્ષણ પૂરૂં થઈ ગયા પછી એમને ઘણી વાર ભીખ માંગવી પડે એવી સ્થિતિનો અનુભવ કરવો પડે છે. વિદ્યાર્થીનું શિક્ષણ પૂરું થઇ ગયા પછી ગુરુને દક્ષિણા નથી મળતી, પરંતુ શિક્ષણકાળ દરમ્યાન ગુરુઓને ત્રીજી જ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી માસિક વેતન મળે છે. વિદ્યાર્થીઓને પણ શિક્ષણના પૈસા આપવા પડે છે પણ તે પૈસા ગુરુઓ નહિ, પરંતુ ત્રીજી જ વ્યક્તિ અથવા સંસ્થા લે છે.

મુંબાઇનું શિક્ષણ બહુ ખરચાળ છે એવો આક્ષેપ અનેક તરફથી કરવામાં આવે છે. 'અમને મેટ્રિક સુધીમાં જેટલો ખરચ નહોતો થયો તેટલો ખરચ અમારો છોકરો અંગ્રેજી બીજા ધોરણમાં આવ્યો એટલામાં અમારે કરવો પડ્યો છે.' એમ મુંબાઈમાં છોકરાઓને ભણાવતા કેટલાય પિતાને ફરિયાદ કરતાં સાંભળ્યા છે. 'સુરત, ભરૂચ કે વડોદરા કરતાં અહીં તો છોકરાને ભણાવવાનો ખરચ આઠગણો કરવો પડે છે.' એમ પણ કેટલાકને કહેતા સાંભળ્યા છે.'અમે કોલેજમાં જે ફી આપતા તે અહીં અંગ્રેજી ચોથા ને પાંચમા ધોરણમાં લેવાય છે.' એવી ફરિયાદ કરનારા પણ વિરલ નથી.

ખરી વાત છે. કેળવણી દહાડે દહાડે મોંઘી થતી જાય છે ને તેમાં પણ મુંબાઇની ઉત્તમ ગણાતી શાળાઓનું ફીનું ધોરણ

જોઇને સંતતિનિયમનનો વિરોધ કરનારાને પણ એક વાર તો એનું સમર્થન-મનમાવાચા જ નહિ, પણ કર્મણા સુદ્ધાં-કરવાનું મન થઈ આવે છે.

પ્રાચીનકાળમાં શિક્ષણ મફત મળતું એ માટે કેટલાક પ્રાચીનતાના પક્ષપાતી ગર્વ રાખે છે. પરંતુ એ ગર્વ અકારણ છે. મફત મળતી દરેક વસ્તુ તરફ લોકોનું આકર્ષણ થાય છે એ ખરૂં છે, પણ તેથી એ વસ્તુનું મૂલ્ય ઘટી જાય છે એ વાત મુંબાઇના કેળવણીકારોના ધ્યાન બહાર નહોતી. પૈસા વગર પ્રાપ્ત થતી વસ્તુનું મહત્ત્વ ધીમે ધીમે ઘટતું જાય છે ને પછી એને માટે લોકો કેવળ ઉપેક્ષાવૃત્તિ સેવતા થઈ જાય છે એ સામાન્ય અનુભવની વાત છે. આપણે ત્યાં શિક્ષણનું પ્રમાણ ઘણું ઓછું છે, કેળવણી તરફ લોકોનું લક્ષ જોઇએ તેવું ગયું નથી તેથી એનો કંઈ ઉપાય કરવો જોઇએ એમ ધારીને મુંબાઈના શિક્ષણશાસ્ત્રીઓએ કેળવણીનું મૂલ્ય એટલું વધારી દીધું કે બધા જ લોકોનું લક્ષ એ તરફ તરત ખેંચાયું, એટલું જ નહિ, પણ આ કેળવણીમાં પણ કંઇક હોવું જોઇએ એમ એમને લાગવા માંડયું. એક પૈસે મળતી વસ્તુ કરતાં બે આને મળતી એવી જ વસ્તુ વધારે સારી હોવી જોઇએ એમ ઘણાને લાગે છે. એ જ ન્યાયે પ્રાચીનકાળની મફત મળતી કેળવણી કરતાં અત્યંત મોંઘે ભાવે મળતી આ કેળવણી ઘણા ઉત્કૃષ્ટ પ્રકારની હોવી જોઇએ એમ પણ લોકોને લાગવા માંડયું.

બધી પ્રજા લાભ લઇ શકે માટે કેળવણી સોંઘી હોવી જોઇએ એમ કેટલાક કહે છે તે યોગ્ય નથી. ઉપર દર્શાવ્યું તેમ કેળવણી સોંઘી હોય તો તેની કાંઈ કિંમત રહે નહિ. અત્યારે દુનિયામાં મધ્યબિંદુ પૈસો છે. એની જ આસપાસ પૃથ્વી ને પૃથ્વીનાં મનુષ્યો ફરી રહ્યાં છે. વ્યવહારની સામાન્ય વસ્તુઓ ઉપરાંત દયા,

પ્રેમ, ઔદાર્ય, રાજભકિત, દેશભક્તિ, પ્રભુભક્તિ ઇત્યાદિ સદ્‌ગુણોનું મૂલ્ય પણ પૈસા વગર બીજી રીતે આંકી શકાતું નથી. દરેક વસ્તુની કિંમત–પૈસા વડે આંકી શકાય એવી કિંમત–હોય તો કેળવણીની કિંમત કેમ નહિ? લોખંડ કરતાં સોનું વધારે સારૂં, કારણ કે લોખંડ કરતાં સોનું વધારે મોંઘું. બળદગાડાં કરતાં મોટર વધારે સારી, કારણ કે ગાડાં કરતાં મોટરની કિંમત ભારે. રામા કરતાં શ્રીયુત રામલાલ મોટા માણસ, કારણ કે રામાનો પગાર પાંચ રૂપિયાનો ને રામલાલની આવક મહિને પાંચસોની. આ જોતાં કેળવણી જેમ ઊંચી તેમ એ વધારે મોંઘી હોવી જોઇએ, એ તરત સમજાય એવું છે.

સમાજના જીવન માટે કેળવણી અત્યંત આવશ્યક હોવાથી હવા ને પાણીની પેઠે એ પણ વગર પૈસે મળવી જોઇએ એમ પણ અજ્ઞાનથી ભ્રમિત થઇને કેટલાક કહે છે. ખરી રીતે જોતાં જીવન માટે કેળવણી આવશ્યક નથી, તેમજ હવા ને પાણી પણ વગર પૈસે મળતાં નથી. બગડેલી હવા ને ખરાબ પાણી કવચિત મફત મળે છે એ ખરૂં, પરંતુ જ્યારે સારી હવાની જરૂર પડે છે ત્યારે હવાફેર કરવા જવા માટે કેટલો ખર્ચ થાય છે તે તો જે જાણે તે જ જાણે. મનુષ્યને માંદગીને સમયે પ્રાણવાયુ આપવાની જરૂર પડે છે, ત્યારે એ પ્રાણવાયુની કિંમત સાંભળીને જ માંદો માણસ બેભાન ન થઇ ગયો હોય તો મરી જાય. મ્યુનિસિપાલીટીને નળવેરો ભર્યા જવો ને પાણી મફત મળે છે એમ કહેવું એ તો વદતોવ્યાઘાત જેવું છે. બહારથી કોઇક સારા કૂવાનું પાણી મંગાવીને પીવું હોય છે, ત્યારે બેડા દીઠ એકેક આનાની ગેડે છે એ પણ ઘણાના અનુભવની વાત છે.

આમ છતાં, પાણી ને હવા મફત મળતાં હોય તોપણ, તેથી કેળવણી મફત મળવી જોઇએ એમ શા રીતે કહી શકાય?

એમ તો ધૂળ ને કાદવ પણ મફત મળે છે, પણ તેથી સાઇકલ ને સોનું પણ મફત મળવાં જોઇએ એમ કોઇ કહેતું નથી. જીવન ટકાવવા માટે કેળવણી પણ, હવા તથા પાણીના જેટલી જ આવશ્યક વસ્તુ છે એમ કહેવું તે કેવળ અજ્ઞાનમૂલક છે. કેળવણી વગર જીવી શકાય છે. કદાચ વધારે સારૂં નહિ, તો વધારે લાંબું તો જીવાય જ છે. હિંદુસ્થાનમાં કેળવાએલા કરતાં બિનકેળવાએલા વધારે છે એ શું દર્શાવે છે? કેળવણી વગર જીવાતું ન હોત તો કેળવાએલા કરતાં બિનકેળવાએલાની સંખ્યા વધતે જ શી રીતે? ઘણી યે જંગલી પ્રજાઓ કેળવણી વગર નિરાંતે જીવે છે. કેળવણી વગર જીવવું અઘરૂં નથી, ઊલટું સહેલું છે એમ કેટલાક કેળવાએલા પુરુષો પણ માને છે.

શ્રી ને સરસ્વતીને વિરોધ છે, જ્યાં લક્ષ્મી હોય ત્યાં વિદ્વત્તા નહિ ને જ્યાં વિદ્વત્તા હોય ત્યાં લક્ષ્મી નહિ એવો પણ એક બીજો ભ્રમ પરાપૂર્વથી ચાલ્યો આવે છે. કાલિદાસ જેવા કવિએ એ ભ્રમને પુષ્ટિ આપી છે. ખરૂં જોતાં લક્ષ્મી ને સરસ્વતીને કોઇ પણ પ્રકારનો વિરોધ નથી. ઘણુંખરૂં બંને સાથે જ રહે છે. લક્ષ્મી વિષ્ણુની પત્ની છે ને સરસ્વતી વિષ્ણુની નાભિમાં રહેતા બ્રહ્માની પુત્રી છે, એટલે સામાન્યતઃ બંને સાથે જ નિવાસ કરે છે. બંને સ્ત્રીઓ હોવાથી ઘણી વાર લડી પડતી હશે એમ માની શકાય, પણ તેથી કંઇ બંને વચ્ચે સનાતન વિરોધ હોય એમ માનવાનું કારણ નથી.

કાલિદાસ, ભવભૂતિ, બાણ, પતંજલિ, વ્યાસ વગેરે કવિઓ ને વિદ્વાનો ધનવાન હતા એવો મને સજડ વહેમ છે. ગરીબો જેમ પૈસાદાર હોવાનો ઢોંગ કરે છે તેમ પૈસાદાર ગરીબ હોવાનો ઢોંગ કરે છે. ઘણા લેખકો ને કવિઓ ગરીબ ગણાઈ ગયા છે પણ મારી ખાતરી છે કે તેમણે ગરીબાઇનો માત્ર ઢોંગ કરેલો. વસ્તુતઃ તેઓ પૈસાદાર હતા. ઘણા કવિઓ ભૂખે મરી ગયા એમ

આપણે સાંભળીએ છીએ પણ તે સંભવિત લાગતું નથી. ભૂખથી મરી જાય એવા કવિઓથી કદી પણ કાવ્યો રચી ન શકાય. અન્ન વગર ટળવળતા માણસને કાગળ ને કલમ આપીએ તો તે, કવિતા કરતા આવડતી હોય તોપણ, કાગળ ને કલમ ફેંકી દઇને અન્નની જ યાચના કરશે. પેટ ભરાયા વગર હૃદય ને મન ખાલી જ રહે છે એ સનાતન સત્ય છે.

શ્રીમત્તા વગર વિદ્વત્તા રહી શકે નહિ. અંગ્રેજો અહીં આવ્યા તે આપણુને કેળવણી આપવા નહિ, પરંતુ આપણી સાથે વેપાર કરવા. અને આપણી સાથે પૈસાની લેવડદેવડ કરવી બરાબર ફાવે એટલા ખાતર જ આપણુને કેળવણી આપવાનું એમણે યોગ્ય ધાર્યું. પહેલાં પૈસો, પછી કેળવણી ને પછી પાછો પૈસો એવો નૈસર્ગિક ક્રમ છે. મનુષ્ય પૂર્વ વયમાં તબિયત બગાડી પૈસો મેળવે છે ને પાછી ઉત્તર વયમાં પૈસો બગાડી તબિયત મેળવવા મથે છે તે જ પ્રમાણે પહેલાં પૈસો ખરચી એ કેળવણી લે છે ને પછી કેળવણી ખરચી પૈસા પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવે છે. હિંદુસ્તાન ગરીબ છે ને અજ્ઞાન પણ છે એ શું સિદ્ધ કરે છે? નિર્ધનતાની સાથેજ અભણતા સંકળાએલી છે. જે જે ધનવાન દેશ છે તે તે બધામાં જ કેળવણીનું પ્રમાણ મોટું છે.

કદાચ એમ માની લઇએ કે પ્રાચીન કાળમાં લક્ષ્મી ને સરસ્વતીને વેર હતું અને હજી પણ કંઇક અંશે એવી જ સ્થિતિ છે, તોપણ એ વસ્તુસ્થિતિ ઇષ્ટ છે એમ તો કોઈ કહેતું નથી. લક્ષ્મી અને સરસ્વતી વચ્ચે એવો વિરોધ ન હોવો જોઇએ એમ બધા માને છે. એ બે આર્ય દેવીઓ વચ્ચે લડાઈ ચાલુ રહે તે સારૂં તો નજ કહેવાય. આથી આપણે એ સ્થિતિ સુધારવી જોઇએ. આના બે ઉપાય છે. સરસ્વતીના સેવકો દ્રવ્યવાન થાય એવી સમાજરચના કરવી અથવા તો ધનિક હોય તેજ સરસ્વતીની

કૃપા સંપાદન કરી શકે એવો પ્રબંધ કરવો. આ બેમાં બીજો માર્ગ વધારે સરળ ને સહેલો છે, એટલે આપણા વિદ્વાનો, ધનવાનો ને શિક્ષણશાસ્ત્રીઓએ એ જ માર્ગનું ગ્રહણ કરી કેળવણી એટલી મોંઘી કરી મૂકી કે ગરીબ માણસથી એ લઇ શકાય જ નહિ. મોટર, બંગલા વગેરેની પેઠે કેળવણી પણ શ્રીમંતના શોખની વસ્તુ બની ગઇ છે.

આ જ કારણથી પરદેશી કેળવણીનું મૂલ્ય બહુ ઊંચું આંકવામાં આવે છે. યુરોપની વિદ્યાપીઠની છાપ, અહીં કરતાં ઓછા શ્રમે મળી શકે એમ હોય તોપણ માનાર્હ ગણાય છે તેનું કારણ એટલું જ છે કે અહીં કરતાં ત્યાંની છાપ બહુ મોંઘી પડે છે. ત્યાં જવાનો ને રહેવાનો ખરચ જ એટલો બધો થાય છે કે ત્યાંની કેળવણીનું મૂલ્ય અહીંના કરતાં આપોઆપ વધી જાય છે.

આ પ્રમાણે કેળવણીની કિંમત વધી જતાં એના તરફ લોકોનું ધ્યાન એટલું બધું ખેંચાયું છે, કે કેળવણીના વિષયમાં સક્રિય રસ ન લેતા હોય એવા કોઇ મનુષ્યો મુંબાઇમાં હોય તો તે ભિખારીઓ જ છે. દહાડે દહાડે વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે ને નવી નવી શાળાઓ પણ સ્થપાતી જાય છે. જેનું ભણવાના કામમાં ટટ્ટુ નથી ચાલતું તેમણે ભણાવવાનું કામ ઉપાડી લીધું છે ને જેમને ભણતાં કે ભણાવતાં બેમાંથી એકે નથી આવડતું તેમણે ભણનાર ને ભણાવનાર બંને પર દેખરેખ રાખવાનું માથે લીધું છે. જેઓ વિદ્યાર્થી અથવા શિક્ષક તરીકે શાળામાં જઇ શકતા નથી તેઓ શાળા કાઢે છે અથવા કઢાવે છે અથવા કોઇએ કાઢી હોય તો તેના ટ્રસ્ટી થઇ બેસે છે.

વેપારી અને શિક્ષણશાસ્ત્રીઓનો આવો સુભગ સંયોગ મુંબાઇ સિવાય અન્ય સ્થળે ભાગ્યે જ દેખાય છે. આ પ્રકારના

વેપારી બુદ્ધિના શાળાના સંચાલકો શિક્ષણના કાર્યને એકાંગી થતું અટકાવે છે. જે રીતે એઓ પોતાની પેઢીની સંભાળ રાખે છે, તે જ પ્રમાણે શાળા તરફ પણ ધ્યાન રાખે છે, શિક્ષકો ને મુખ્ય અધ્યાપક ઉપર બરાબર ચોકી રાખે છે ને શિક્ષણને વેપારની ઉચ્ચ કક્ષા પર લાવી મૂકે છે.

વિદ્યાપીઠની ઉપાધિ મેળવી હોય તે જ શિક્ષણના શાસ્ત્ર તથા કલા વિષે કંઇ પણ બોલી શકે એવો ભ્રમ સામાન્ય રીતે પ્રવર્તે છે. પરંતુ મુંબાઇની અનેક શાળાઓનું નિરીક્ષણ કરનારને આવો ભ્રમ થવાનો સંભવ નથી. હંમેશ માંદો રહેનારો મનુષ્ય તબિયતની સંભાળ શી રીતે રાખવી એ વિષય પર સારામાં સારૂં ભાષણ આપી શકે છે. દરેક વ્યક્તિ સાથે 'જમાવવાની' જેને ટેવ પડી ગઇ હોય છે, એવો પુરુષ પ્રેમ ને માનવતા વિષે ઉત્તમ કાવ્યો ને લેખો લખી શકે છે. તે જ રીતે જે મનુષ્યોની સાતે પેઢીમાંથી કોઇએ શિક્ષણ લીધું ન હોય, તે એક નહિ પણ અનેક શાળાઓનું સંચાલન કરી શકે છે. શાળાની વ્યાવહારિક ને આર્થિક સ્થિતિ પરત્વે જ એ કર્તવ્યશીલ નથી રહેતો, એની આંતરિક વ્યવસ્થા પણ એ જાતે જ કરે છે.

આપણી વિદ્યાપીઠની એમ. એ ની ઉપાધિ પ્રાપ્ત કરીને મારા એક મિત્રે વિદ્યાદાનના પરમ પવિત્ર મહાયજ્ઞમાં પોતાના જીવનની આહુતિ (અલબત્ત, સારો પગાર મળે તો જ) આપવાનો નિશ્ચય કરી બેત્રણ શાળાઓના ટ્રસ્ટીઓને અરજી કરી.

એમાંના પચીસત્રીસ લાખના માલીક ને મેટ્રિકમાં છ વખત બેસી ચૂકેલા એવા એક ટ્રસ્ટીએ એમને પોતાની મુલાકાતે બોલાવ્યા. પાશ્ચાત્ય ઢબનો પોશાક પહેરીને જઇશ તો કંઇ વજન પડશે એમ ધારી એઓ છેલ્લામાં છેલ્લી ફેશનનાં વસ્ત્રોમાં સજ્જ થઈ ટ્રસ્ટીસાહેબને મળવા એમની પેઢી પર ગયા. એમને મળવા

માટે સમય સાડા અગિયારનો આપ્યો હતો. અગિયાર પહેલાં એ ત્યાં જઇ પહોંચ્યા. બેઠક ગાદીતકિયાની હતી, ને પાટલૂન પહેરવાનો એમનો અભ્યાસ બહુ લાંબો નહોતો. એટલે જેમ તેમ કરીને પલાંઠી મારી શેઠસાહેબની વાટ જોતા એ બેઠા. સાડા અગિયારના બાર થઇ ગયા, પણ શેઠનાં આવવાનાં કંઈ ચિહ્ન જણાયાં નહિ; એટલે એમણે મુનીમને પૂછી જોયું. 'કંઇ કહેવાય નહિ. કોઇક વાર બાર વાગ્યે આવે તો કોઇક વાર બે વાગ્યે પણ આવે. પણ તમને સાડા અગિયારે આવવાનું કહ્યું હશે તો તો હવે થોડી વારમાં જ આવી પહોંચશે.' પણ એક થયો, બે થયા તોયે શેઠ આવ્યા નહિ. આખરે કંટાળીને મારા મિત્રે પાછા જવાનો નિશ્ચય કર્યો. પરંતુ એટલામાં શેઠજી બીજા બેત્રણ શેઠિયાઓ સાથે પધાર્યા. ત્રણ કલાકની તપશ્ચર્યા પછી મારા મિત્ર કોઇને પણ મુલાકાત આપી શકે એવી સ્થિતિમાં નહોતા, છતાં મુલાકાત પૂરી કરીને જ જવું એવો નિશ્ચય કરી એમણે શેઠને પોતાના આવવાનો સંદેશો કહાવ્યો. શેઠ પોતાના દિવાનેખાસમાં બેઠા બેઠા ઇતર શેઠિયાઓ સાથે મંત્રણા કરવામાં રોકાએલા હતા. એમણે મારા મિત્રને જરા થોભવાનો પ્રતિસંદેશ પાઠવ્યો. કલાક પછી એમણે મારા મિત્રને પોતાની હજૂરમાં બોલાવ્યા.

'કેમ આવ્યા છો?'

'આપે મુલાકાત માટે બોલાવ્યો હતો.'

'હાં-હાં. તમે સ્કૂલમાં માસ્તર થવા માટે અરજી કરી છે, ખરું ને?'

'હા જી.'

'મેટ્રિક થયા છો?'

મારા મિત્રે જરા વિસ્મય પામી જવાબ દીધો: 'સાહેબ,

એમ. એ. છું.'

'તે તો હશો. પણ મેટ્રિક થયા છો કે નહિ તે કહોની? અમારે ત્યાં મેટ્રિક નહિ થયો હોય એવો માસ્તર નહિ ચાલે.'

'એમ. એ. થયો છું—'

'એ તો મેં સાંભળ્યું. પણ મેટ્રિક છો કે નહિ તે બોલોની.'

'હા.' મારા મિત્રે શાળાના 'વિદ્વાન' ટ્રસ્ટીના અગાધ અજ્ઞાનથી ચકિત બનીને એકાક્ષરી જવાબ દીધો.

'સર્ટિફિકેટ લાવ્યા છો?'

'એમ. એ.નું સર્ટિફિકેટ લાવ્યો છું.'

'તે નહિ ચાલે. મેટ્રિકનું સર્ટિફિકેટ તમારે રજૂ કરવું પડશે.'

'એ તો ખોવાઇ ગયું છે—'

'એ બધું હું સમજું છું. તમારી પહેલાં પણ એક જણ આવ્યો હતો. તે મને આમ જ કહેતો હતો. પણ મેં એની સીધી ના પાડી દીધી.'

'ચારપાંચ દિવસમાં લાવું તો ચાલશે?'

'હા, ચાલશે. પણ મેટ્રિકનું સર્ટિફિકેટ નહિ રજૂ કરો ત્યાં સુધી તમને નોકરી પર લેવાનો વિચાર નહિ થઈ શકે. વારૂ, શું શીખવી શકશો?'

'કંઇ પણ, સંસ્કૃત, અંગ્રેજી—'

'સંસ્કૃત જાણો છો?'

'હા જી.'

'તો એક કામ કરો. કાલે શાળામાં તમે બાર વાગ્યે આવો ને કલાસમાં સંસ્કૃત શીખવો. હું જોઉં તો ખરો તમે કેવુંક શીખવો છો?'

બીજે દહાડે એઓ નિયત સમયે શાળામાં ગયા. ત્યાં શાળાનો સમય પૂરો થયો ત્યાં સુધી ટ્રસ્ટીસાહેબની વાટ જોઇ પણ એ પધાર્યા નહિ, એટલે મુખ્ય શિક્ષકે ટેલિફોન મારફત તપાસ કરી એમને બીજે દહાડે હાજર રહેવા જણાવ્યું. એ દિવસે મારા મિત્રના સદ્ભાગ્યે ટ્રસ્ટીસાહેબ બજાર જતાં શાળામાં રોકાવા માટે દશ મિનિટ ફાજલ કાઢી શક્યા. મારા મિત્રને મુખ્ય અધ્યાપક તથા ટ્રસ્ટીસાહેબની હાજરીમાં ચોથા ધોરણમાં સંસ્કૃત શીખવવાનું કાર્ય સોંપાયું. થોડી વારમાં ટ્રસ્ટીસાહેબે હાથ વડે નિશાની કરી શિક્ષણદાનના એમના પ્રવાહને રોકયો ને વિદ્યાર્થીઓની હાજરીમાં જ બોલી ઊઠયાઃ 'જોઇ લીધું, માસ્તર! આ તમે સંસ્કૃત શીખવ્યું. પણ એમાં શલોકબલોક તો કંઇ આવ્યા નહિ!'

મુખ્ય અધ્યાપક મારા મિત્રની વહારે ધાયાઃ 'એ તો સાહેબ, આ ધોરણના વિદ્યાર્થીઓ........'

'હવે તું રહેવા દેની!' મુખ્ય અધ્યાપકને વચ્ચેથી જ અટકાવી સ્નેહવાચક તુંકારથી એમને સંબોધતા ટ્રસ્ટીસાહેબ બોલી ઊઠયાઃ 'મારે તો આ ભાઇનું પાણી જોવું છે.'

'શ્લોક તો જરા આગળ વધેલા વિદ્યાર્થીઓ સમજી શકે. આ વર્ગના વિદ્યાર્થીઓ આગળ તો—'

'એ તો હું સમજ્યો. વારુ, તમને ગીતા આખી મોઢે ખરી કે નહિ?' ટ્રસ્ટીસાહેબે નવો પ્રશ્ન પૂછયો.

'ના' કહેવામાં સાર નથી એમ સમજી મારા મિત્રે જવાબ દીધોઃ 'હા, ગીતાનો મને સારો અભ્યાસ છે.'

'તો તો બહુ સારું. તમારી નિમણુંક કરીએ તો વિદ્યાર્થીઓને ગીતા શીખવતા રહેજો. અત્યારની કેળવણીમાં સાંળું ધરમ

તરફ કોઇ ધ્યાન નથી આપતું.'

ધંધાની તેજીમંદીમાં રચ્યાપચ્યા રહેતા વેપારી ગૃહસ્થો પણ કેળવણી વિષે આટલું ધ્યાન આપે ને પોતાનો કીમતી સમય એની પાછળ ગુમાવે એ મુંબાઈની કેળવણી વિષે કોઇને પણ અભિમાન ઉપજાવે એવી હકીકત છે.

મુંબાઇના શિક્ષકોને પણ શિક્ષણ આપવાનું કાર્ય એટલું રુચી ગયું છે કે શાળામાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપીને એ સંતોષ માનતા નથી. પરંતુ શાળા જતાં પહેલાં સવારના ને શાળા બંધ થયા પછી સાંજના તથા રાતના સુદ્ધાં વિદ્યાર્થીઓને ઘેર જઇ તેઓને એ ભણાવે છે. પૈસા ખાતર આવાં ખાનગી 'ટ્યુશનો' શિક્ષકો રાખે છે એવો આરોપ એમના પર કરવામાં આવે છે પણ એ આરોપ દ્વેષમૂલક છે. પૈસા એ તો ગૌણ વાત છે–મુખ્ય કાર્ય તો શિક્ષણના પ્રચારનું છે. એમ તો લેખકોને પણ લેખ અથવા પુસ્તક બદલ પૈસા મળે છે. પરંતુ તેથી કોઈ એમ કહેતું નથી કે માત્ર પૈસા ખાતર એઓ લેખનકાર્યમાં પ્રવૃત્ત થાય છે. સાહિત્યસર્જન એ જ મુખ્ય વસ્તુ છે. દ્રવ્યપ્રાપ્તિ એ તો ગૌણ આનુષંગિક લાભ છે. તે જ પ્રમાણે શાળાના સમય ઉપરાંત વિદ્યાર્થીઓને ઘેર જઇ ભણાવનારા શિક્ષકોનો પ્રેરક હેતુ તો વિદ્યાદાનનો જ છે; અર્થપ્રાપ્તિ એને અંગે થાય છે એ એનો આનુષંગિક લાભ.

મુંબાઈની શાળાઓ ને કોલેજોમાં માત્ર અક્ષરજ્ઞાન મળતું નથી. નાટય, નૃત્ય તથા સંગીતની કલાનું ઉચ્ચ પ્રકારનું ને મૌલિક શિક્ષણ ત્યાં મળે છે એની ખાતરી જુદી જુદી શાળાઓ તથા કોલેજોના મેળાવડાઓ જોવાથી તરત થાય છે. અસલ વિદ્યાર્થીઓ ચોપડીને પૂંઠાં ચડાવી પોતાની કલાવૃત્તિ ને શોખનું દર્શન કરાવતા; હવેના વિદ્યાર્થીઓએ પોતાના શરીરને સુંદર રીતે શણગારીને

એ ભાવનાનું ઉન્નતિકરણ કર્યું છે. શિક્ષણના મૂલ્ય તથા ઉચ્ચતા સાથે પોષાકના મૂલ્ય ને સફાઇને પ્રત્યક્ષ સંબંધ છે એ સાદા સત્યનું ભાન હવેના વિદ્યાર્થીઓને થવા માંડયું છે. કેળવણી ને કપડાં, વાળ ને વિદ્યા એ વચ્ચે આદ્યાક્ષરનું જ સામ્ય નથી એ વાત આજનો વિદ્યાર્થી સમજી ગયો છે. જેને માથા ઉપરના વાળને વ્યવસ્થિત રીતે હોળતાં ન આવડે, તે માથાની અંદર વિદ્યાને શી રીતે વ્યવસ્થાપૂર્વક સમાવી શકે એ વિચાર પૂર્વકાળના વિદ્યાર્થીઓને કેમ નહિ આવ્યો હોય તેની મને નવાઈ લાગે છે.

કેળવણીનું ખરું કાર્ય સમાનતા સાધવાનું છે. અને આજનાં મુંબાઈનાં વિદ્યામન્દિરો એ કાર્ય બહુ સફળતાથી સાધી રહ્યાં છે. જાતિઓનાં બંધનો (બ્રાહ્મણ ક્ષત્રિય આદિ જાતિની જ નહિ, પણ સ્રીપુરુષની જાતિનાં પણ) અહીંની શાળા તથા કોલેજના શિક્ષણના પ્રતાપે ઢીલાં થતાં જાય છે. ધાર્મિક, સામાજિક, રાજકીય આંદોલનોના પડઘા અહીં સબળ રીતે પડે છે. અણગમતા વક્તાને ભાષણ કરતાં કેમ અટકાવવો એ અગત્યનું જ્ઞાન પણ અહીં જ મળે છે. અહીં માત્ર સાહિત્યનો પ્રેમ જ નથી વિકાસતો, પણ પ્રેમના સાહિત્યને પણ જોઇએ તેટલો અવકાશ મળે છે. અહીં વિદ્યાનો શોખ જેટલો ખીલે છે તે કરતાં ઘણા વધારે પ્રમાણમાં શોખની વિદ્યા ખીલે છે.

શાળા તથા કોલેજોમાં તો ફક્ત વિદ્યાર્થીઓ જ જઇ શકે છે. પણ વિદ્યાર્થી ન હોય એવાં પણ જેનો લાભ લઈ શકે એવાં સંસ્કારનાં જે બીજાં અનેક ધામો મુંબાઇમાં છે તેમાં હોટેલ, રેસ્ટોરાં તથા સિનેમાઓનો ખાસ ઉલ્લેખ કરવો જોઇએ.

મનુષ્યની પ્રાથમિક વૃત્તિ-ક્ષુધા તથા તૃષાને-સંતોષવા અર્થે સ્થપાએલાં 'ઉપાહારગૃહો' મુંબઈમાં અનેક છે. પરંતુ આહાર

પૂરો પાડવો એ તો એમનું ઉપ-કર્તવ્ય છે, અને તેથી એ આહારગૃહો નહિ, પણ ઉપાહારગૃહો કહેવાય છે. સ્થૂળ દૃષ્ટિથી નિહાળનારાને ત્યાં માત્ર ખાદ્ય અને પેય પદાર્થો મળે છે એટલું જ જણાય. પરંતુ સ્થૂળ દૃષ્ટિથી જણાતા આ દૃશ્યમાન જગતની પાછળ અચળ ને અમર બ્રહ્મતત્ત્વ રહેલું છે, તેમ, સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારાને જણાઇ આવ્યા વિના નહિ રહે, કે આ ઉપાહારગૃહોમાં કેવળ ખાદ્ય ને પેયની જ લહાણી નથી કરવામાં આવતી, જાણ્યેઅજાણ્યે સંસ્કાર ને ભાવના પણ ત્યાં પીરસવામાં આવે છે. ત્યાં ભાતભાતની વાનગીઓ કેવળ જિહ્વા ને ઉદરનું જ આકર્ષણ કરવા પૂરતી નથી બનાવવામાં આવતી; પરંતુ જિહ્વા તથા ઉદર દ્વારા મનુષ્યનાં ઉરનાં દ્વાર ઉઘાડી એ તેના મગજમાં પણ પ્રવેશે છે. આપણામાં કહેવત છે કે અન્ન તેવા ઓડકાર. એનો બરાબર સાક્ષાત્કાર આ ઉપાહારગૃહોમાં થાય છે. અન્નથી મનુષ્યનો માત્ર દેહ નથી ઘડાતો—એના સંસ્કાર પણ ઘડાય છે. એ રીતે આ રેસ્ટોરાં, હોટલ તથા ઉપાહારગૃહો મુંબાઇવાસીઓનાં શરીર તથા સંસ્કારને ઘડે છે તથા પોષે છે. એક રીતે એ શાળાઓ તથા કોલેજો કરતાં પણ વધારે મોટું કામ કરે છે. શાળાઓમાં માત્ર માનસિક કેળવણી અપાય છે, શારીરિક કેળવણી તરફ દુર્લક્ષ કરવામાં આવે છે. અહીં તો શરીર ને મન ઉભય પ્રત્યે ધ્યાન આપવામાં આવે છે. ત્યાં મનને કેળવીને શરીરને દૂબળું બનાવવામાં આવે છે, ત્યારે અહીં શરીરને કેળવી મનને મજબૂત કરવાના પ્રયોગો આદરવામાં આવે છે.

જ્ઞાતિના ભેદભાવોનો અહીં સફળતાથી લોપ થાય છે, અને ખૂબીની વાત તો એ છે કે એ માટે કોઇ સુધારકોનાં ભાષણોની પણ જરૂર રહેતી નથી. સુધારકોનાં ભાષણ જે નથી કરી શકતાં તે અહીંનાં ભાણાં કરી શકે છે. ખાદ્યાખાદ્ય ને

પેયાપેયની બાબતમાં, ઝાંતિના આચારવિચારના વિષયમાં, રૂઢિ ને પ્રણાલિકાની પુષ્ટિમાં કટ્ટર સનાતની વિચાર ધરાવનારા ને એ વિષે પ્રસંગે ને અપ્રસંગે પણ બોલનારા કેટલાક મહાનુભાવો આ ઉપાહારગૃહોમાં પધારી પોતે વાણી દ્વારા દૃષ્ટ મનાવેલાં બન્ધનો તોડે છે.

પરંતુ સામાજિક સુધારાઓને જ અહીં અવકાશ મળે છે એમ નથી. કેટલીયે સાહિત્યકૃતિના સૂક્ષ્મ દેહ અહીં ઘડાય છે. ધારાસભા ને અન્યત્ર અપાતાં રાજકીય ભાષણોનું બીજારોપણ ઘણી વાર આ ઉપાહારગૃહોમાં જ થાય છે. ઘર માંડવાની ને ઘર ભાંગવાની શરૂઆત ઘણી વેળા અહીંથી જ થાય છે. કેટલીયે જાહેર સભાના અહેવાલો ઉપાહારગૃહના ટેબલ આગળ બેસીને ચહા પીતાં વર્તમાનપત્રોના વૃત્તાંતનિવેદકો સભામાં હાજરી આપ્યા વિના ઘડી શક્યા છે, અને એ રીતે સંજય સમી દિવ્ય દૃષ્ટિ પામ્યા છે.

આ ઉપાહારગૃહોમાં ભોજનના ષડ્‌રસનું સાહિત્ય જ નથી હોતું, સાહિત્યના નવ રસોની પણ અહીં નિષ્પત્તિ સારા પ્રમાણમાં થાય છે. શૃંગાર, વીર, હાસ્ય, કરુણ ઉપરાંત રૌદ્ર ને બીભત્સ રસોનું પણ અહીં વારંવાર સર્જન થાય છે. સાહિત્ય ધ્યેયવાદી હોવું જોઇએ અથવા નીતિ વગરનું સાહિત્ય હોઈ શકે કે નહિ એવા વિવાદમાં પડ્યા વિના ઉપાહારગૃહના માલીકો ભોજનરસ ને સાહિત્યરસ ઉપરાંત નૈતિક ને આધ્યાત્મિક જ્ઞાનનો પણ પ્રચાર કરે છે. પોતાના માલની જાહેરાત કરનારા જડવાદી વેપારીઓ કરતાં એમનામાં આધ્યાત્મિક વૃત્તિ વધારે પ્રબળ રીતે ખીલેલી હોય છે. એટલે પોતાના માલની જાહેરાતની સાથે સાથે તત્ત્વજ્ઞાન ને નીતિનાં સચોટ ને સૂત્રાત્મક વાક્યો પણ એ લોકો જોડે છે.

'સંતોષી નર સુખી થશે, કચોરી ગરમાગરમ મળશે.'
'આઇસક્રીમ તૈયાર છે, ભક્તિ કરતાં શી વાર છે?'
'પ્રભુને મન બધાં સરખાં છે, ભજિયાં ઊનાં ઊનાં છે.'
'આત્મા અમર છે, અમીરી ખમણ ઓર છે.'
'દુઃખમાં ધીરજ ધારજો, ચહા સ્પેશિયલ માંગજો.'
'ઇશ્વરની લાકડીને અવાજ નથી, શિખંડપૂરી હાજર છે.'

બહાર પાટિયા પર મોટા અક્ષરે ચીતરેલાં આ વાક્યો વાંચી પ્રથમ તો મને લાગ્યું હતું, કે પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરાવવાને માટે જ ઉપાહારગૃહના માલિકો આ પ્રકારના અસંબદ્ધ વાક્યો ચીતરાવે છે. પરંતુ બેચાર ઉપાહારગૃહોના માલિકોને પૂછી જોતાં મને માલૂમ પડયું કે પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરાવવાનો એમનો હેતુ હોતો નથી. એ વસ્તુનું જ્ઞાન હોવાનો એ લોકો દાવો પણ કરતા નથી. આત્મા અમર છે એનો શો અર્થ તેની પણ એ લોકોને બહુ ખબર હોતી નથી. છતાં લોકસંગ્રહાર્થે, જનકલ્યાણને કાજે, કોઇને પૂછીને અથવા બીજાનું જોઇને એ લોકો એવાં વાક્યો ચીતરાવે છે.

અને આ વાક્યો પહેલી નજરે દેખાય છે તેટલાં અસંબદ્ધ પણ નથી. આત્માની અમરતાને અમીરી ખમણ સાથે શો સંબંધ? તૈયાર આઇસક્રીમ ને ભક્તિ કરવામાં લાગતી વારને 'તૈયાર' ને 'વાર' વચ્ચે પ્રાસ મેળવવાનો ન હોય તો એક પંગતે બેસવાનો શો હક છે? દુઃખમાં ધીરજ ધારવાને સ્પેશિયલ ચાહની માંગણી કરવા સાથે શી લેવાદેવા છે? આ પ્રકારના પ્રશ્નો સ્વાભાવિક રીતે જ સૌને થાય. પરંતુ જરા વિચાર કરતાં જણાશે કે એ વિસંગતિ દેખાય છે તેટલી બધી નથી. **शरीरमाद्यं खलु धर्मसाधनम्।** શરીર એ ધર્મનું આદિ સાધન છે એ મહાસત્યની

પ્રતીતિ ઉપાહારગૃહના માલિકોને થઇ હોય અને તેથી જ સાધન ને સાધ્ય વચ્ચે એકવાક્યતા આણવાના ઉદ્દેશથી શરીરના ભોગની સામગ્રીની સાથે સાથે ધર્મજ્ઞાનના વિષયોને એમણે એકસૂત્રે ગૂંથ્યા છે.

પણ આ સર્વ સંસ્કારધામોમાં સૌથી ઉન્નત સ્થાન સિનેમાગૃહોનું છે. શાળાકોલેજોમાં કેવળ માનસિક ખોરાક પૂરો પાડવામાં આવે છે અને સિનેમામન્દિરોમાં સર્વ પ્રકારની કેળવણી આપવામાં આવે છે, શાળાઓ ને ઉપાહારગૃહો, વિદ્યા ને સંસ્કારનાં કેન્દ્રો હોવા છતાં, પાર્થિવ તત્ત્વથી એટલાં ઓતપ્રોત હોય છે કે સરસ્વતીની અભિનય સૃષ્ટિનું એમાં સંપૂર્ણપણે સર્જન થઈ શકતું નથી. આ વ્યાવહારિક જગતના સ્થૂળ સ્પર્શથી એ થોડે ઘણે અંશે મલિન થયા વિના રહેતાં નથી.

પરંતુ સિનેમા તો પ્રેક્ષકગણને કોઇ જુદી જ સૃષ્ટિમાં લઈ જાય છે. પાર્થિવ જગતના કુટિલ પ્રપંચમાંથી મુક્ત કરીને પ્રેક્ષકના માનસને શિક્ષણ ને સંસ્કારના ગ્રહણ માટે સંપૂર્ણ રીતે યોગ્ય બનાવે છે.

કવિની સૃષ્ટિની પેઠે સિનેમાની સૃષ્ટિ પણ **नियतिकृत नियम रहिता**–વિધિના નિયમોથી પર–છે. સિનેમાનાં પાત્રો ને પ્રસંગોની પસંદગી આપણી સૃષ્ટિમાંથી જ કરવામાં આવે છે, પણ વિશ્વના કર્તાની ભૂલો સુધારીને સિનેમાસૃષ્ટિનો કર્તા એ પાત્રો ને પ્રસંગોની ઘટના કરે છે.

વાસ્તવિક સૃષ્ટિમાં ત્રીજા માળની બારીએથી નીચે પડનાર મનુષ્ય ભાગ્યે જ જીવતો રહે છે. કદાચિત જીવતો રહે છે તો જીવનભર એનું એકાદ અંગ અપંગ બની જાય છે. પરંતુ સિનેમાસૃષ્ટિમાં તો ગમે તેટલે ઊંચેથી પડવા છતાં મનુષ્ય બચી

જાય છે. કાં તો એ કોઇ મોટરની અંદર જરાયે ઇજા પામ્યા વગર પડે છે, અથવા એ નદી કે સમુદ્રમાં પડે છે અને અકસ્માત આવી ચઢેલો છતાં આમે પ્રસંગે હમેશાં હાજર રહેતો કોઇક ખલાસી એને બચાવી લે છે. કપડાં જરાક ભીના થયા સિવાય એને બીજી કંઇ પણ અગવડ ભોગવવી પડતી નથી. અને ભીનાં કપડાં પણ, આપણી આ સૃષ્ટિમાં બને છે તેમ, લાંબો વખત ભીનાં રહેતાં નથી, પણ એ બીજા ઓરડામાં જાય છે એટલે પોતાની મેળે સૂકાઇ જાય છે. સિનેમાની સૃષ્ટિમાં મનુષ્ય સાતમા માળ પર સહેલાઇથી ચઢી શકે છે. ટાવરની ટોચે ઘડિયાળના કાંટાના માત્ર આલમ્બન વડે એ અદ્ધર લટકી શકે છે. અને બીજાં અનેક જોખમો ખેડવા છતાં, અસ્રી કરીને હોળેલા હોય એવા એના માથા પરનો એક પણ વાળ વાંકો થતો નથી!

ઇશ્વિર ગમે એટલો ન્યાયી અને સમદૃષ્ટિ હોય, પણ ન્યાય અને સામ્યવાદનો પ્રચાર ઇશ્વિરની સૃષ્ટિ કરતાં સિનેમાની સૃષ્ટિમાં અનેકગણો વધારે હોય છે. દુષ્ટ, જુલ્મી, અન્યાયી વ્યક્તિ આ જગતમાં પણ ઘણી વાર ફાવે છે. પરંતુ સિનેમાની સૃષ્ટિમાં એવી વ્યક્તિઓ ગમે એવી ફાવતી દેખાયા છતાં છેવટે બેહાલ થઇ જાય છે અને સૌથી આશ્ચર્યકારક ઘટના તો એ છે, કે જીવનના અન્ય ભાગમાં તેનું કેવળ પરિવર્તન થઇ જાય છે. આથી યે વધારે અદ્‌ભુત રીતે સિનેમા પ્રેક્ષકવર્ગની મનોવૃત્તિ પણ ફેરવી નાંખે છે. સામાન્ય રીતે ચોરી, લૂંટફાટ ને બીજા એવા નામાંકિત ધંધામાં જીવન ગાળનારા સદ્‌ગૃહસ્થ પ્રેક્ષકો પણ સિનેમાગૃહમાં જતાં વારને બદલાઈ જાય છે. દુષ્ટ ને જુલ્મી પ્રતિનાયક નાયિકાને સતાવતો હોય છે, ત્યારે એ પ્રેક્ષકોના મુખમાંથી ઊંચે સ્વરે વિરોધનો પોકાર ઊઠે છે ને નાયક એકલા હાથે એકવીસ પ્રચંડ પ્રતિવાદીઓને હંફાવીને બધાને બેભાન બનાવી દે છે ત્યારે એ જ

પ્રેક્ષકોના હર્ષનાદથી આખું ગૃહ ગાજી ઊઠે છે. નાયકનાયિકા દુઃખ પામતાં એ પ્રેક્ષકોના વદન મ્લાન બની જાય છે ને પ્રતિનાયકને પ્રતિકૂળ અવસ્થા પામતો જોઇ એમનાં હૈયાં હર્ષથી થનગની રહે છે. જગતમાં જે ગુણોનો એમણે હંમેશ વિરોધ કર્યો હોય, છે તે જ ગુણોનું સિનેમાની સૃષ્ટિમાં દર્શન થતાં એઓ સમર્થન કરે છે. સરકાર, સમાજ કે ધર્મના કાયદા કે શિક્ષાદંડથી જે કદી સુધરતા નથી તેમને સિનેમા આમ સહેજમાં સુધારી નાખે છે. ઊંચ અને નીચ, ધનવાન ને ગરીબ, સેવ્ય ને સેવક એવા મનુષ્યકૃત ભેદોને સિનેમામાં સ્થાન નથી. સિનેમાસૃષ્ટિની શાળામાં જુલ્મગાર શિક્ષક તરફ ચિઢવાએલો વિદ્યાર્થી શાહીનું ભરેલું હોલ્ડર નિરાંતે દંડના ભય વગર ફેંકી શકે છે! રસ્તે ચાલ્યો જતો ભિખારી સામે આવતાં સમાજના સ્તંભ સમા પ્રતિષ્ઠિત ને ધનસંપન્ન પુરૂષ જોડે હાથ મિલાવી શકે છે, એટલું જ નહિ પણ તેના ઉઘાડા વાળ વગરના માથા પર ચાંપીને સળગતી બીડી હોલવી શકે છે! આ સામ્ય માત્ર ચેતન પરત્વે જ પ્રવર્તતું નથી, જડ વસ્તુઓ પણ આવું જ સામ્ય દર્શાવે છે. જ્વાળામુખી ફાટવાનો અવાજ ને સમુદ્રગર્જનનો ભેદ સિનેમાની સૃષ્ટિમાં હોતો નથી. એકાંતમાં પ્રિયતમ સાથે પ્રેમગોષ્ઠિ કરતી પ્રેયસીનો અવાજ ને કૂતરાને ધમકાવતી ખીજવાએલી સ્ત્રીના અવાજ વચ્ચે ખાસ ફેર હોતો નથી. કાચના શીશાઓ ભાંગે ત્યારે અવાજ થાય છે, તેવો જ અવાજ બોમ્બ ફૂટે ત્યારે પણ થાય છે.

સત્ય તરીકે ગણી લેવાએલા સિદ્ધાન્તો, જે વાસ્તવિક સૃષ્ટિમાં કદી ફળતા નથી, તે સિનેમાની સૃષ્ટિમાં હમેશાં ફળે છે. 'ઉદ્યમથી એકલો હજારોને હરાવી દિયે' એ કવિતાનું સત્ય, ને જીવનમાંનું અસત્ય, સિનેમાની સૃષ્ટિમાં વારંવાર સિદ્ધ થતુ જોવામાં આવે છે. એક નિઃશસ્ત્ર યોદ્ધો હજારો સશસ્ત્ર સૈનિકોને

બે ભાગની લડાઇ પછી માત્ર ઉદ્યમના બળથી જ હરાવી દે છે. જિંદગીમાં ફૂટબોલ પણ જેણે ન જોયો હોય તે ખંતના પરિણામે એક જ વારના પ્રયત્ને ફૂટબોલનો ચેમ્પીઅન થઇ જાય છે. કોઇને કસરત કરતો જોઇને પોતે થાકી જાય એવો નિર્બળ મનુષ્ય દૃઢ સંકલ્પને યોગે અંગકસરતના અદ્ભુત પ્રયોગો ઝપાટાબંધ કરી નાખે છે. ગમે તેવા ભયંકર પ્રાણીને મનુષ્ય એકીટશે તેની સામું જોઈ રહીને પોતાના નેત્રભાવથી ડારી શકે છે એ સૂત્ર જીવતા રહેવાની ઇચ્છાવાળાએ આ જગતમાં અજમાવવા જેવું નથી; પરંતુ સિનેમાની સૃષ્ટિમાં તો મીંચી આંખે પણ સિંહ જેવા પ્રાણીને સાધારણ ધપ્પો મારી નસાડી શકાય છે.

મનુષ્યની વણપૂરી વાસનાઓ ને એના સુષુપ્ત સંસ્કારો સિનેમાની સૃષ્ટિમાં પ્રધાન સ્થાન ભોગવે છે. સ્વાતંત્ર્યના આ જમાનામાં સમાજના ભયે દંપતી યથેચ્છ રસવિહાર કરી શકતાં નથી તે સિનેમાની સૃષ્ટિમાં નિઃસંકોચ હજારો મનુષ્યની મેદની વચ્ચ ફાવે તેવી ચેષ્ટા કરી શકે છે. પુરુષહૃદયની ગમે એવી ઇચ્છા છતાં એના નયનબાણે એક સામટી હજાર સ્ત્રીઓ વીંધાઇ શકતી નથી, પણ સિનેમાની સૃષ્ટિમાં એક પુરુષ પોતાની પાછળ સહસ્ત્ર સ્ત્રીઓના વૃંદને ભમાવી શકે છે. સ્ત્રીઓ તો સૌન્દર્યના અવતારરૂપ હોવી જોઇએ એવી નરહૃદયની તીવ્ર વાંછના આ જગતમાં ભાગ્યે જ સંતાષાય છે; પરંતુ સિનેમાની આરી સૃષ્ટિ સુન્દરીઓથીજ ભરેલી હોય છે અને એ સુન્દરી પણ નિત્યયૌવનવન્તી જ હોય છે.

આમ ઇશ્વરને પણ માર્ગ બતાવી શકે એવાં સિનેમાગૃહોમાં અપાતા જ્ઞાનના વિષયોનું વૈવિધ્ય આશ્ચર્યથી આપણને વિમૂઢ કરી દે એવું હોય છે. ચોરીના ધંધામાં રસ લેનારને ખાતર પાડવા માટે ઉત્તમોત્તમ હથિયાર કયું ત્યાંથી માંડીને ઇશ્વરભજનમા રસ લેનારને કેવાં ભજનો ને કેવી રીતે તે ગાવાથી ઇશ્વર-

પ્રાપ્તિ થઇ શકે ત્યાં સુધીનું જ્ઞાન સિનેમાગૃહોમાં આપવામાં આવે છે. પ્રિયતમાની હાજરીમાં જેના હોઠ સીવાઇ જતા હોય એવા શરમાળ માણસને પાંચ મિનિટથી માંડી પોણો કલાક સુધી ચાલે એવાં પ્રણયનાં ભાષણો અહીં શીખવાનાં મળે છે. સંસાર અસાર છે એનું સારયુકત શિક્ષણ અહીં મળે છે, તેમજ સંસાર કેવળ આનન્દભૂમિ છે એવું તત્ત્વબોધ ન પણ આ સ્થળેથી કરવામાં આવે છે.

હિંદુસ્થાન માટે એક ભાષા બનાવવાના નિષ્ફળ પ્રયત્નો રાજનીતિજ્ઞો ને શિક્ષણશાસ્ત્રવિશારદો વર્ષોથી કરી રહ્યા છે, પરંતુ એ જટિલ પ્રશ્નનો સરળ ઊકેલ સિનેમાએ કરી નાંખ્યો છે. ભિન્ન ભિન્ન 'ભાષાભાષીઓ' સિનેમાની ભાષા સહેલાઇથી સમજે છે; એટલું જ નહિ વ્યવહારમાં તેનો ઉપયોગ કરતાં પણ શીખી જાય છે. સામાન્ય રીતે આપણે જેને અભણ ગણીએ એવા મનુષ્યો પણ સિનેમાગૃહોમાં જઇ આવીને સરસ શબ્દપ્રયોગો કરતાં થઇ જાય છે. સિનેમામાં જવાને લીધે અર્થભંડોળ ભલે એમનો ઓછો થતો હશે, પણ શબ્દભંડોળ તો નિઃશંક વધે છે.

અભિનવ શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તોનો અમલ જેટલો સિનેમાગૃહોમાં કરવામાં આવે છે, તેટલો બીજે સારામાં સારી અદ્યતન શાળામાં પણ ભાગ્યે જ કરવામાં આવતો હશે. વિદ્યાર્થીઓની સ્મરણશક્તિ પર વધુ પડતો જ નહિ, પરંતુ જરા યે બોજ ન પડે એવી રીતે, જ્ઞાનના વિષયમાં રસ ઉત્પન્ન થાય એવે પ્રકારે તેમને શિક્ષણ આપવું એ અદ્યતન શિક્ષણશાસ્ત્રના સૂત્રનું પાલન સિનેમાગૃહો સંપૂર્ણતઃ કરે છે. સિનેમાનાં ગાયનો ગોખવાની કોઇને ફરજ પાડવામાં આવતી નથી, છતાં આપણા શ્રેષ્ઠ કવિનાં ઉત્તમોત્તમ કાવ્યો કરતાં એ ગાયનો લોકોની જીભે રમતાં થઇ રહે છે. પાઠયપુસ્તકમાંના ગદ્યના ફકરાઓ, વિદ્યાર્થીઓને રસ્તામાં

સામે મળે, તો તેઓ એકૂકરાને ઓળખે પણ નહિ કે આને અમે કોઇ દહાડો જોયા હતા. પરંતુ સિનેમાસંવાદો તો એઓ કડકડાટ, ઉચિત અભિનય સહિત, બોલી જાય છે. જાણીતા પરથી અજાણી વસ્તુ તરફ લઇ જવાનો, જ્ઞાત પરથી અજ્ઞાતને ઓળખાવવાનો શિક્ષણશાસ્ત્રનો જૂનો ને જાણીતો સિદ્ધાન્ત પણ સિનેમામાં પૂરેપૂરી રીતે આચારમાં મૂકવામાં આવે છે.

અને જેને આપણે Direct Metod–પ્રત્યક્ષ પરિચય પદ્ધતિ–કહીએ છીએ તેનો સાક્ષાત્કાર તો સિનેમામાં જ થઇ શકે છે. અત્યારની શિક્ષણપ્રણાલી આ પદ્ધતિ પર બહુ જ ભાર મૂકે છે; એટલો બધો કે કેટલીક વાર એ બિચારી ચગદાઇ જઇને ચીસ પાડી ઊઠે છે. કોઇ પણ વિષયનું–ખાસ કરીને ભાષાનું–જ્ઞાન વિદ્યાર્થીઓને અસલની ગોખણિયા પદ્ધતિથી કરાવવું, અપરિચિત શબ્દોના અર્થ તેમને કહી દેવા એને આજના શિક્ષણશાસ્ત્રમાં લગભગ ગુના જેવું ગણવામાં આવ્યું છે. મુંબાઇની ને અન્ય સ્થળોની ઉત્તમ મનાતી શાળાઓમાં આ પ્રત્યક્ષ પરિચયથી શિક્ષણ આપવાની પદ્ધતિનો અમલ કરવાના પ્રયત્નો કરવામાં આવે છે, પરંતુ એનો ખરેખરો ને સંપૂર્ણ અમલ તો સિનેમાગૃહોમાં જ કરવામાં આવે છે. અહીં જે જે વિષય અથવા વસ્તુનું શિક્ષણ આપવામાં આવે છે તે કેવળ પ્રવચન કે ઉપદેશ દ્વારા નહિ, પરંતુ પ્રત્યક્ષ કરી બતાવીને આપવામાં આવે છે. 'તુમીને મુઝકો પ્રેમ સિખાયા' એમ નાયિકા નાયકને કહે છે ત્યારે પ્રેમના શિક્ષણનો પદાર્થપાઠ શ્રોતાવર્ગને–એની ઝીણામાં ઝીણી વિગતો સહિત–મળી રહે છે. કહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારું છે એ આ શિક્ષણગૃહોનો મુદ્રાલેખ છે. 'ઇશ્વરભજનથી ચમત્કારો સરજી શકાય છે' એવો લુખ્ખો બોધ અહીં આપવામાં નથી આવતો. પરંતુ તેનું પ્રત્યક્ષ દર્શન કરાવી એ બોધપાઠ શ્રોતાનાં હૃદય ને માનસમાં

બરાબર રીતે ઉતારવામાં આવે છે.

જ્ઞાન આપવાના કામમાં કાન કરતાં આંખનો ઉપયોગ કરવો વધારે જરૂરનો છે એવા શિક્ષણશાસ્ત્રના જાણીતા સૂત્ર પ્રમાણે અહીં શ્રોતાઓના કર્ણ કરતાં પણ તેમની આંખો મારફત જ્ઞાન આપવાનો પ્રયાસ વધારે પ્રમાણમાં કરવામાં આવે છે. શાળાઓમાં કાળાં પાટિયાં હોય છે, અહીં સફેદ પડદા હોય છે. શાળામાં પાટિયાં પર ચાક વડે શિક્ષકો લખે છે, અહીં પડદા પર શિક્ષકો જાતે હાજર થાય છે. શાળાઓમાં શિક્ષકો અક્ષરો ને આકૃતિની મદદ લઈ જ્ઞાનનો વાણી દ્વારા બોધ કરે છે, અહીં શિક્ષકો પોતે જાતે આચરણદ્વારા જે શીખવવાનું હોય છે તેનો સાક્ષાત્કાર કરાવે છે.

વિદ્યાર્થીઓને શિક્ષણમાં રસ ઉત્પન્ન થવો જોઈએ, શાળામાં જવા માટે એમને ઉત્સાહ થવો જોઈએ, એમ આજના શિક્ષણશાસ્ત્રીઓ કહે છે. ઘણી શાળાઓમાં એ જાતના પ્રયત્નો થાય છે, છતાં વિદ્યાર્થીઓમાં વિદ્યાલયે જવાનો હમેશાં ઉત્સાહ દેખાય છે એમ કહેવું મુશ્કેલ છે. પહેલાં વિદ્યાર્થીઓને શાળા કેદખાના જેવી લાગતી, હવે આરામ ગૃહ જેવી લાગે છે એમ કહી શકાય એમ નથી. બહુ બહુ તો અસલ શાળા ત્રીજા વર્ગના ('સી' કલાસના) કેદખાના જેવી હતી, હવે પ્રથમ અથવા બીજા વર્ગના ('એ' કે 'બી' કલાસના) કેદખાના જેવી લાગે છે એમ કહી શકાય.

પરંતુ સિનેમામાં જુદા જુદા વર્ગો હોવા છતાં એ કેદખાનું હોય એમ કોઈને લાગતું નથી. પૂર્ણ ઉત્સાહથી લોકો ત્યાં જાય છે, કોઈ પણ જાતની ધાકધમકી કે ઇનામ સ્કોલરશિપની લાલચ ત્યાં આપવામાં નથી આવતી, છતાં યે વિદ્યાર્થીઓ ઉત્સાહભેર ત્યાં જાય છે. શાળા જેટલી લાંબી 'રિસેસ' (વિરામકાળ) ત્યાં ન હોવા છતાં, જનારા ભાગ્યે જ કંટાળો અનુભવે છે.

**तमसो मा ज्योतिर्गमय**–'અંધકારમાંથી મને પ્રકાશમાં લઇ જા'–એ ઉપનિષદ્‌નું પ્રાર્થનાવચન ઘણીયે શાળા ને સંસ્થાઓએ પોતાના મુદ્રાલેખ તરીકે સ્વીકાર્યું છે. પરંતુ એ સર્વ સ્થળે એ મુદ્રાલેખનો અમલ સંપૂર્ણ રીતે થતો જોવામાં આવતો નથી. કેટલેક સ્થળે તો એ વચનનો જુદો જ અર્થ કરવામાં આવતો હોય એમ લાગે છે. શબ્દનો નિષેધાત્મક અર્થ વધારે પરિચિત ને રૂઢ છે એટલે ઉપર્યુક્ત વચનનો અર્થ 'અંધકારમાંથી પ્રકાશમાં ન લઈ જા' એવો કોઇ કરે તો તેને ખોટો કહી શકાય નહિ. આ બીજા અર્થની દૃષ્ટિએ જોતાં ઘણી સંસ્થાઓ એ સૂત્રનો સારો અમલ કરે છે એ કબૂલ કરવું જોઇએ.

પરંતુ એ સૂત્રનું, સ્થૂલ ને સૂક્ષ્મ બંને અર્થમાં, ખરેખરૂં પાલન તો સિનેમાગૃહોમાં થાય છે. આખી શાળા–અર્થાત્ થિયેટરમાં અંધકાર ફેલાઇ રહ્યો હોય છે અને પડદા, એટલે કે પાટિયા, પર પ્રકાશ છાઇ રહે છે. વિદ્યાર્થી–પ્રેક્ષકો–ને અંધકાર ને પ્રકાશ બેનો એક સાથે અનુભવ થાય છે. અને એમની આંખ અંધકાર તરફથી ધીરે ધીરે પ્રકાશ તરફ ફરે છે. અને જ્ઞાનદાનનું કાર્ય પૂરૂં થતાં આખા ભવનમાં પાછો પ્રકાશ ફેલાઇ રહે છે. પ્રેક્ષકોના માનસની પણ એવી જ સ્થિતિ હોય છે. સિનેમાગૃહમાં આવતાં પહેલાં તેમનાં મગજ તદ્દન કોરાં હોય છે ને જ્યારે ત્યાંથી પાછા ઘેર ફરે છે ત્યારે તે જ્ઞાનના અનેક વિષયોથી અંકિત બન્યાં હોય છે. આમ તેઓ અંધકારથી તેજ તરફ કૂચ કરે છે, તેમજ અજ્ઞાનના તિમિરમાંથી જ્ઞાનના પ્રકાશ તરફ પ્રગતિ સાધે છે.

આમ બધી રીતે જોતાં આપણાં સિનેમાગૃહો આપણા ઉત્તમોત્તમ શિક્ષણગૃહો છે. અને મુંબઇમાં એ ગૃહોની સંખ્યા

ને સત્તા પણ એવી ભારે છે કે તેની અવગણના કોઇથી કરી શકાય એમ નથી. હિંદ માટેની એક ભાષાના પ્રશ્નને એ ઉકેલ આણે છે, દેશદેશના રીતરિવાજોનું એ જ્ઞાન આપે છે, ભિન્નરુચિ લોકને અનુકૂળ પડે એવા અનેકાનેક વિષયોનું એ શિક્ષણશાસ્ત્રના અદ્યતન સિદ્ધાન્તો પ્રમાણે શિક્ષણ આપે છે અને દિવસની શાળા ને રાત્રિશાળા બંનેની ગરજ સરે એટલા ખાતર દિવસના તેમજ રાતના પણ પોતાનું શિક્ષણકાર્ય ચાલુ રાખે છે. નહિ સોટીનો ત્રાસ, નહિ પરીક્ષાની પંચાત, નહિ ચોપડીઓ ઊંચકી જવાની પીડા. જ્ઞાનપ્રાપ્તિનો બધો બોજો એ કેવળ હલકો કરી નાંખે છે.

અને આવાં સિનેમાગૃહો અહીં અનેક હોવાથી મુંબાઇનું કેળવણીનું પ્રમાણ સાથી ઊંચું હોય એમાં નવાઇ પણ શી ?



# ૧૭: ઉપસંહાર

વર્ણન કરવા લાયક હજી
ઘણી વસ્તુઓ મુંબાઇમાં છે.
મુંબાઇને મુંબાઇપણું આપનાર
બધી વ્યક્તિ ને વસ્તુનું વર્ણન,
ઇચ્છા હોય, તો યે આપી શકાય
એમ નથી. 'નિત્ય નવ ફૂલે ખીલે
અભિરામ' એમ જેને માટે શ્રી
નાનાલાલે કહ્યું છે તે નિત્યે નૂતનતા
ધારણ કરતી મુંબાપુરી વિષે જે
જે લખાય તે તે સર્વ અધૂરૂં,
આટલું જ નહિ પણ છપાય તે પહેલાં જૂનું થઇ જાય છે.

એટલે આટલે આવીને જરા અટકીએ. પાછલું લખાણ વાંચી ગયા પછી મુંબાઇની-સમગ્ર મુંબાઇની કેવી છાપ પડે છે? વાચક પર જો આટલું વાંચવાની ધીરજ એનામાં રહી હશે તો, કેવી છાપ પડશે તે હું જાણતો નથી. પરંતુ પાછલું લખાણ ફરી વાંચી ગયા પછી મારા મન પર એક જ છાપ પડી છે—કોઇ

વિશિષ્ટ પ્રકારની તરત ગ્રહણ કરી શકાય એવી છાપ મુંબાઇની પડતી જ નથી. 'શું છે ને શું નથી એ એવો ગહન વિષય છે કે કંઈ છે ને કંઇ નથી એવું કહેવાની મહાપુરુષો સિવાય કોઇની હિંમત ચાલતી નથી.' એવી મતલબનું ભદ્રંભદ્રમાં સૂત્ર આવે છે તે મુંબાઇ પરત્વે બરાબર લાગુ પડી શકે એવું છે. 'મુંબાઈમાં શું છે ને શું નથી એ એવો ગહન વિષય છે કે તે આ છે ને પેલું નથી' એમ કહેવાની મહાપુરુષો પણ હિંમત કરી શકે એમ નથ'.

આટઆટલું લખ્યા છતાં મુંબાઈનું કોઇક મૂર્ત ઇન્દ્રિયગ્રાહ્ય ચિત્ર હું ખડું ન કરી શકયો હોઉં તે તે મારા લેખનની ખામી નથી, પરંતુ મુંબાઇની ખૂબી છે. અપ્સરાના અવતરણ સરખું, વિજળીના ચમકાર સરખું, આંખ આગળ ચિત્ર ખડું થતાં થતાંમાં તો તે વિલુપ્ત થઇ જાય છે. આઘેથી સરી જતી મુંબાઇની ટ્રામ ને બસની પેઠે મુંબાઇનું ચિત્ર પણ, આપણે તેને પકડવા જઇએ છીએ તેટલામાં તો દષ્ટિમર્યાદામાંથી દૂર સરી જાય છે.

આનું કારણ એ છે કે મુંબાઈ વિરોધાભાસની નગરી છે. એક રીતે એ બીજા સામાન્ય શહેર જેવું જ છે. મુંબાઈમાં પણ બીજાં શહેર જેવાં જ આકાશ, પૃથ્વી પાણી, માણસ, જનાવર, મકાન વગેરે છે. પરંતુ બીજી દષ્ટિએ એ કોઈ પણ શહેર જેવું નથી. અહીંનું બધુંજ બીજાથી જુદું છે.

મુંબાઇ અત્યંત ધનાઢ્ય છે ને મુંબાઇ ઘણું ગરીબ છે. મુંબાઇમાં જગાની અતિશય તંગી છે, ને મુંબાઇમાં અનેક ખુલ્લાં મેદાનો પડયાં છે; મુંબાઈ, દરિયો પાસે હોવાથી, હવા ખાવાનું ઠેકાણું છે ને મુંબાઇ રોગનું ધામ છે; મુંબાઇમાં સગવડ સૌથી વધારે મળે છે ને મુંબાઈની અગવડોનો પાર નથી. મુંબાઇમાં અસંખ્ય માણસો વસે છે ને મુંબાઇનું-જે પેઢીઓ થયાં મુંબાઇને પોતાનું વતન માનતું હોય એવું-એકે માણસ

નથી. મુંબાઇના રસ્તા પર છેલ્લામાં છેલ્લી ઢબની મોટર ફરતી દેખાય છે ને તેની બાજુમાં જ જૂનામાં જૂની ઢબનો ખટારો પણ ચાલતો જણાય છે.

ખુલ્લાં મેદાન અથવા મકાનોથી ભરેલા વિસ્તારને બીજે સ્થળે ભલે તળાવ તરીકે નહિ ઓળખાવાતાં હોય, અહીં તો ગોવાળિયા તળાવ, સી. પી. તળાવ આદિ પાણીનું ટીપું પણ ન હોય એવી જગાઓને તળાવ તરીકે ગણવામાં આવે છે. નદી અથવા દરિયાને કિનારે આવેલા સ્થળને બંદર કહેવાનો રિવાજ બીજે હશે, પણ અહીં તો દરિયા અથવા નદીથી અતીવ દૂર આવેલી જગાને, રેલ્વેના સ્ટેશનને પણ બંદર કહેવાનો ચાલ છે. વૃક્ષાદિનો અભાવ હોય એવા સ્થળને કોઇ બાગ ભલે ન કહેતું હોય, અહીંના ઘણા યે બાગોમાં વૃક્ષો બિલકુલ હોતાં નથી.

પરંતુ મુંબાઇની સૌથી મોટામાં મોટી લાક્ષણિકતા તો એની આકર્ષણ કરવાની શક્તિ—એની મોહિની—છે. આપણામાં કહેવત છે કે 'સુરતનું જમણ ને કાશીનું મરણ' તેમાં ઉમેરો કરીને હિમાલયનું સ્મરણ પણ કરી શકાય. પરંતુ એ ત્રણેનો સુંદર સમન્વય મુંબાઇએ સાધ્યો છે. 'મુંબાઇનું સ્મરણ, મુંબાઇનું જમણ ને મુંબાઇનું મરણ' એમ નવી કહેવત પ્રચલિત થાય તો તેમાં કંઇ ખોટું નથી.

આ લેખમાળાના આરંભમાં જ મેં કહ્યું હતું કે હિમાલયથી યે મુંબાઇનાં આકર્ષણ અદકાં છે. એમાં અતિશયોક્તિનો અંશ પણ નથી. એ સત્ય મુંબાઇમાં દવાખાનાઓનાં પાટિયાં તથા અખબારોને પાને ચઢીને પોકાર કરી રહ્યું છે. પહેલાં સાધુઓ હિમાલય ગયા; પણ પછી ત્યાં સંતોષ ન થવાથી કેટલાયે સાધુઓ મુંબાઇ આવ્યા છે ને હજી આવતા જાય છે. કદાચ પોતે જાતે ન આવી શકે તો પોતાના પ્રતિનિધિ મોકલે છે

અત્યારનું જગતનું વલણ આધ્યાત્મિક કરતાં આધિભૌતિક વધારે પ્રમાણમાં થયું છે, તે મુજબ એ સાધુસંન્યાસીઓ પણ આત્મ-કલ્યાણને બદલે શરીરસ્વાસ્થ્ય તરફ વધારે ધ્યાન આપતા થયા હોય તો એને કાળમહિમા ગણીને તેથી આશ્ચર્ય પામવાનું કારણ નથી હિમાલયની જડીબુટ્ટીઓ લઈને ત્યાંના કેટલાયે સાધુરાજો અહીં ઊતરી પડયા છે. જેનાથી અહીં આવી શકાય એમ ન હોય તેવા પોતાના શિષ્યો દ્વારા અદ્‌ભુત ઔષધિ પાઠવી મુંબાઇ સાથેનો સૂક્ષ્મ સંબંધ સાચવી રહ્યા છે. આટલું જ નહિ, પણ યોગના આશ્રમો પણ હવે તો મુંબાઇમાં ખૂલવા લાગ્યા છે. યોગસિદ્ધિને અર્થે પણ હિમાલય જવાની જરૂર નથી. મુંબાઇમાં રહીને જ યોગવિદ્યાવિશારદ થઇ શકાય છે. અસલ જિંદગીથી કંટાળીને લોકો હિમાચલે 'હાડ ગાળવા' જતા, તે કાર્ય પણ મુંબાઇમાં રહીને સહેલાઇથી સાધી શકાય છે.

ભારતના સાહિત્યમાં મહાભારતનું જે સ્થાન છે તે સ્થાન ભારતની નગરીઓમાં મુંબાઇનું છે. મહાભારતને માટે કહ્યું છે તેમ મુંબાઇ માટે કહી શકાયઃ

**'જે અન્યત્ર છે, તે સર્વ અહીંઆં છે,**
**જે અહીં નથી, તે કયાંય નથી.'**



શ્રી જ્યોતીન્દ્ર દવે કૃત

## કાવ્યો

હવે પછી પ્રકટ થશે

**ગાંડીવ**